# मित्रता विषे निबंध.

# AN ESSAY ON FRIENDSHIP.

આવૃત્તિ બીજી—સુધારા વધારા સાથે,

રચીને પ્રસિદ્ધ કરનાર


## પુરૂષોત્તમ કાહાનજી ગાંધી

લીંબડી.


ક્લાન્તિ ગ્લાનિ હરનારો પ્રિત વિશ્રામનું સહાય સ્થળ જોને,
મણિ સમ બે અક્ષરનો "મિત્ર", શબ્દ એ રચ્યો હશે કોણે.


## અમદાવાદમાં

મામાની હવેલી મધ્યે અમદાવાદ યુનાઇટેડ પ્રિંટીંગ
અને જ૦ એ૦ કંપના "લિમિટેડ"ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપ્યો.

ઇ૦સ૦ ૧૮૮૪નો જુન. સંવત ૧૯૪૦નો જ્યેષ્ઠ.




કિંમત ૭ આના.

૨૯૯૬

## શાર્દૂલ વિક્રિડિત વૃતમ્.

આ સંસાર વિટંબનામય બધો, સંબંધ છે સ્વાર્થમાં;
દૃષ્ટી દીર્ઘવડે તદા સમજતાં, સન્મિત્ર પરમાર્થમાં;
પ્રેમી પૂર્ણ પિછાની તે પછિ તમે, સૌ ચેતિને ચાલજો;
પૂર્ણાનૂભવ પ્રીતિનો પરખવા, નીબંધ આ વાંચજો. ૧
પ્રીતી કેમ બનાવવિ પ્રથમમાં, કેવાનિ સાથે વળી;
તેના ગૂણ અગૂણને સમજવા, કેવી રિતે જ મળી.
લાભાલાભ વિચારિને હૃદયમાં, સા લક્ષમાં લાવજો;
પૂર્ણાનૂભવ પ્રીતિનો પરખવા, નીબંધ આ વાંચજો. ૨
મૈત્રીનો ખપ શો અને વિધવિધે, શું લાભ હાની થશે.
તેમાં તો સુખ દુઃખ કેટલું રહ્યું, તે જ્ઞાન વાંચ્યે થશે;
માટે રે મમ બંધુ સંધુ સમજી, ને સ્થીતિ સૂધારજો;
પૂર્ણાનૂભવ પ્રીતિનો પરખવા, નીબંધ આ વાંચજો. ૩
દે સન્માર્ન અરે! અતી કપટથી, દોસ્તી કરે દાંભિકો;
સાધીને નિજ સ્વાર્થ એક ઘટિકા, પશ્ચાત મારે ધકો.
ફૂંકીને કરડે વખાણી બહુધા, એ સર્વ સંભાળજો;
પૂર્ણાનૂભવ પ્રીતિનો પરખવા, નીબંધ આ વાંચજો. ૪

૨૧૯૯

# मित्रता विषे निबंध.



"O friendship! of all things the most rare and therefore most excellent; whose comforts in misery are always sweet, and whose counsels in prosperity are ever fortunate".

"અરે દોસ્તી! સર્વે ચીજોમાં તું ઘણીજ અસાધારણ છે, અને તેટલા માટે તું ઘણીજ ઉમદા છે; વિપત્તિમાં તારા દિલાસાઓ મધુર છે, અને સંપત્તિમાં તારી સલાહ ઘણીજ ભાગ્યવાન છે."

મિત્રાઈ, દોસ્તી, ખરી દોસ્તીની ગાંઠ પવિત્ર છે. ખરા દોસ્તના ખરા સુખનો ખ્યાલ અનુભવિના મગજમાં યથાર્થ ઉતરે; અનુભવ રહિત આત્માના અંતઃકરણમાં તેનો આબેહુબ ચિતાર કદી કોતરાવાનો નહીં. એક અમ્રત ફળના અનુપમ સ્વાદ માટે આ અવનિની અપૂર્ણ ભાષામાં ગમે તેટલું વર્ણન કરવામાં આવે, તો પણ માત્ર શ્રવણ કરનારના ચિત્તમાં યથાર્થ મતલબ ઉતારવાને મનુષ્ય પ્રાણી શક્તિવાન નથી; અમ્રતફળનો ખરેખરો સ્વાદ તો આરોગવાથીજ સમજાય. કથવું છે, એ તો ફક્ત સૂચક રૂપ છે. એને અનુસરીને ખરી દોસ્તીમાં કેવું અવર્ણનિય સુખ અને આનંદ સમાએલાં છે, અને સ્વાર્થિ દોસ્તના સંબંધથી કેવું મહાભારત સંકટ સોસવું પડે છે, તેનો ચિતાર આપવામાં મેં યથામતિ મારી કલમનો ઉપયોગ કીધો છે. આ નિબંધની પેહેલી આવૃતિ પ્રજાને પસંદ

પડી છે, પુનરાવૃત્તિને માટે માગણી થઈ છે, તેમજ પછવાડે આ. પેલા આશ્રય પત્રથી જણાશે કે પ્રજાએ એને ઘટતો આશ્રય અ-વલથી પણ આપ્યો છે, તે પરથી મને માનવાને સબળ કારણ છે કે આ નિબંધ બહાર પાડવામાં મેં થોડી કે ઘણી ફતેહ મેળવી છે.

તમે જાણશો નહીં કે ખરા મિત્ર શોધવાનું કામ સેહેલ છે, તમે જાણશો નહીં કે મિત્રાઈ અંત સુધી નિભાવવી એ સુતર છે, અને તમે જાણશો નહીં કે તેનું અનુપમ સુખ બીનઅનુભવિના ખ્યાલમાં આવે તેવું ને તેટલું છે. એ વિષે વિવેચન આગળ આપવામાં આવશે. મિત્ર રત્નની પ્રાપ્તી થવી એ મહાસુભાગ્યની વાત છે. દુનિઆમાં પથ્થરાની અછત નથી, પણ રત્નનીજ અછત છે. અને જેની અછત અને ખપ છે, તેજ મહા મૂલવાળી મોંઘી વસ્તુ છે. રત્નની પરિક્ષા કરનારે કુશળ ઝવેરી જોઈએ છીએ, તેમજ મિત્ર રત્ન પારખનાર પણ પ્રવિણ પુરૂષ જોઇએ. સાધારણ માણસ પણ તેમાં વખતે ગોથાં ખાઈ જાય છે, એ દૃષ્ટીગોચર છે.

મિત્રાઇનો મૂળ ને મુખ્ય પાયો-ઓળખાણ છે. ઓળખાણ ન હોય તો મિત્રાઈ ક્યાંથી હોય? ઓળખાણમાંથી ઘણીવાર મૈત્રિ થાય છે, પણ મૈત્રિમાંથી ઓળખાણ થતી નથી. જો મનુષ્યો એક બીજા સાથે ફક્ત કામ જેટલીજ વાત કરી વધારે સંબંધમાં ન આવેતો દુનિઆંમાં મહોબત, મિત્રાચારી કે મમતા જેવું ક્યાંથી હોય? અને જો તેમ ન હોય તો આનંદ જે સુખનું મૂળીયું છે તેને કેમ મેળવી શકીએ? પણ કુદરતનો નિયમ જૂદી જાતનો છે, માણસો એક બીજા સાથે મિત્રાચારી કરવાને તેમજ માયા અને મહોબત બતાવવાને સદૈવ આતુર જોવામાં આવે છે. એ ઉપરથી સ્વતઃસિદ્ધ

થાય છે કે આ અવનિમાં ઓળખાણ એ અતિ અગત્યની છે. ઓળખાણનું મંડળ મોટું હોય તો તેમાંથી ઘણાકને આપણા સ્નેહી અને કોઈ કોઇને આપણા મિત્ર બનાવી શકીએ, એ સંભવિત છે.

જ્યારે બે જણ વચ્ચે ઓળખાણ થયેથી અને ગુણ માલમ પડેથી દિલ બંધારણ થાય છે, તેઓ એક બીજાને સમાન ગણી ઘણો નિર્મળ પ્યાર બતાવે છે, એક બીજાનું કામ પોતાની ફરજ ગણી બજાવે છે, એવી હાલતને દોસ્તી ગણવામાં આવે છે. એકનો બીજાપર અસાધારણ પ્રેમ હોય, પણ બીજો પહેલાને વિ-ષે મમતારહીત કે બેદરકાર હોય તેવી એક તરફી પ્રિતિને મૈત્રિ કહેવી યોગ્ય લાગતી નથી.

### ઇંદ્રવિજય છંદ.

ચાતકને મન સ્વાતિ[1] સુખોદય. સ્વાતિ વૃથા ન દયા ધરનારો,
મચ્છ રહીત રહે નીર નિર્દય, મચ્છ વિયોગ થતાં મરનારો;
વ્યાલ[2] વિયોગથી દુઃખી નહીં મણિ પન્નગ[3] પ્રાણ તદા તજનારો,
અંબુજનું[4] દુખ દીલ ધરે નહી જે તક આદીત[5] આથમનારો. ૧

### સોરઠો.

ધારી પ્યાર અપાર, મોર પોકારે મેઘને;
જળધર ધરે ન ધાર, તેવો મિત્ર ન ધારવો. ૧

કેમકે એવી મિત્રતા મહા દુઃખકારક અને અંતઃકરણમાં સંતાપદાયક છે. જેનો પ્રેમ અપૂર્વ છે તે મિત્ર, પોતાના મિત્રનો પોતાનાપર પ્યાર નથી, એટલે જે પ્યારરૂપી દ્રવ્ય પોતે અંગઉધારે

---

૧ એક નક્ષત્રનું નામ છે. ૨-૩ સર્પ. ૪ કમળ. ૫ સૂર્ય.

ધીરે છે, તેનો બદલો પામવા રૂપ પોતાની આશા પૂર્ણ થતી નથી, એવું જાણીને અધિકાધિક ગ્લાની પામે છે.

ઓળખાણનું મંડળ વધારતા જવું એ ઉત્તમ માર્ગ છે, પણ મિત્ર મંડળ વધારતાં ધીમા થવાની જરૂર છે.

"Eat a peck of salt before you make friendship". and "Be slow in choosing a friend but slower in changing".

"તમે મૈત્રી કરો તે પહેલાં એક પેક (૧૨ શેર) લૂણ તેની સાથે ખાઓ." અને "દોસ્ત પસંદ કરવામાં ધીમા થાઓ" અને બદલતાં તેથી પણ ધીમા થાઓ. અરથાત્ મિત્ર પસંદ કરવામાં ઉતાવળ કરવી નહીં. કેમકે ઉતાવળ એ ઘણી ખરી વખત પસ્તાવાનું મૂળ થઈ પડે છે. જેણે નાદાનની મૈત્રી કરી તેણે સ્વહસ્તે અરિ ઉભા કીધા એમ સમજવું; કેમકે "નાદાન દોસ્ત દુશ્મનની ગરજ સારે" એ નિઃશંસય છે.

**મનહર.**

કર્યો દિલદાર દોસ્તદાર ચોકીદાર એક,
[1]મંકૂટને એક મહીપે પ્રીતીથી પાળિને;
સાંજ સમે સેજે સુતો [2]વાટિકા [3]વિહાર માંહી,
ચોકી કરવાનું ચીંધ્યું નિકટ નિહાળિને;
ગુંજારવ કરતો આવિયો એક [4]મધુકર,
સુગંધી સુંઘીને બેઠો છાતીએ સંભાળીને;
કોપ કરી [1]કપિરાજે [5]અસી ઉપાડીને મારી,

૧ વાંદરો. ૨-૩ વાડીનો બંગલો. ૪ ભમરો. ૫ તલવાર.

નૃપ છાતીને વિદારી ભ્રમર ત્યાં ભાળિને. ૧

"नादानकी दोस्ती जीवका जान." એ કાંઈ ખોટું નથી. એ-વા દોસ્તવાળા થવા કરતાં ન દોસ્તા રહેવું. એજ કલ્યાણકારી છે. નહીં મામા કરતાં કાણો મામો સારો ગણવો નહીં. અક્કલહિણ કે આપમતલબીની દોસ્તી અતિ દુઃખદા છે. દોસ્તી કાંઈ એકજ જા-તની નથી.

એરિસ્ટોટલ દોસ્તી ત્રણ જાતની વિચારે છે. ૧ "નીતિથી ઉ-ત્પન્ન થતી." ૨ મઝાને ખાતર બંધાતી અને ૩ કાંઈ લાભને વાસ્તે બંધાતી; પણ જે દોસ્તીનો પાયો નીતિ ઉપર રચાયો નહીં હોય તે દોસ્તી કહેવાય નહીં.

એક બીજો લખનાર દોસ્તીના ત્રણ પ્રકાર આ પ્રમાણે બતા-વે છે:— જાની, જબાની, અને નાની. અંતઃકરણથી ચાહે તે જાની. જેઓ જીભે મીઠાશ રાખે તે જબાની. અને જેઓ ફક્ત આપણા પૈસા ખાવા માટે અથવા પોતાની ગરજ સારવા માટે દોસ્ત થાય, તે નાની અથવા મુખડીયા ભાઈબંધ ગણાય. આ સૃ-ષ્ટીમાં મુખડીયા સ્નેહીનો કશો તૂટો નથી, આવ્યો નથી અને આ-વશે પણ નહીં.

જાની દોસ્તો બે પ્રકારના છે. એક તો જેઓ પોતાને પૈસા સંબંધી ગમે તેટલું નુકશાન થતું હોય તેની દરકાર ન કરતાં મિ-ત્રનો હાથ ગ્રહે, અને તેને માટે નાચે લખેલું ઉદાહરણ અસર-કારક છે.

સોક્રટીસ નામના યુનાની પંડિતના પિતાએ મરતી વખતે તેને માટે બે હજાર રૂપિઆની રકમ મૂકી હતી. આગળ જતાં તેના

એક મિત્રને તેટલીજ રકમની અગત્ય પડી, તેથી તે તેણે તેને આપી. હવે તે રકમ પેલા દોસ્તના ત્રણમાં આટા લૂણમાં ચાલી ગઈ, અને તે પાછી અદા થઈ ન શકી. તોપણ ચું કે ચાં કર્યા વગર તે સોક્રટીસે ખુશીથી સહન કર્યું. પશ્ચાત્ સોક્રટીસનો સઘળો સામાન વેચતાં માત્ર સો સવાસોજ રૂપિઆ ઉપજે તેટલી તેની મિલ્કત હતી. તેથી તેના બીજા ધનાઢ્ય દોસ્તોએ નાણાની મોટી રકમ ઘણા આગ્રહથી આપવા માગી, તેઓનો આભાર માની તેણે માન્ય કર્યું નહીં. ધન્ય છે એના મોટા મનને!

બીજો પ્રકાર.—જેઓ પોતાના મિત્રને નાણાની મદદ કરે, એટલુંજ નહીં પણ તેને આપદામાંથી ઉગારેવાને પોતાનો જીવ જોખમમાં નાખવો પડતો હોય તો તેમ કરવામાં પણ પાછો પગ ન ધરે. એવા મિત્રો વિરલા હોય છે, એ ખરી વાત છે; પણ એવા દોસ્તો આજે બીલકુલ હોતાજ નથી, એમ માનવું એ ભૂલભરેલું છે. એવા દોસ્તથી દુનિઆ વાંઝણી ગઈનથી. ઘણાલોકો આગળના વખતને "Golden times" "સોનેરી સમય ગણે છે." તેઓ આગળના વખતને સઘળી વાતે વખાણેછે, અને હાલના વખતને ઘણી નામોશી આપી નિંદે છે. તેઓ ખરેખર આપણને ગેરઇનસાફ આપેછે. આગળ સત્ય હતું ને શું હાલ નથી? આગળ દયા હતી ને શું હાલ નથી? આગળ લોકો માયાળુ હતા ને શું હાલમાં નથી? આગળ ગોળમાં ગળપણ અને સગામાં સગપણ હતું તે શું હાલ નથી? આગળ દેહ અર્પણ કરે એવા દોસ્તો હતા ને શું હાલમાં નથી? છેજ. આગળના અને આજના જમાનામાં ગુણી ને દોષી બન્ને હતા

અને છેજ. માટે હાલના વખતપર આંધળીઆ થઈ ઉતરી પડવું એ અયોગ્ય છે.

જમાની દોસ્તના પણ બે વિભાગ થઈ શકે. એક તો જેઓ પોતાના દોસ્તપર પ્યાર રાખે ખરા, પણ તેમને સહાયતા કરવામાં જો તેઓને હાની થતી ન હોય તોજ તેમ કરે. અને બીજા જેઓ પોતાના મિત્રને મદદ કરવામાં સેહેજસાજ નુકશાન થતું હોય તો પણ તેઓ કરે ખરા.

મૈત્રીની બાબતમાં તાજુબી પેદા કરનારી એ બીના છે કે જેને કદી જોયેલો ન હોય; ઓળખતા ન હોઇએ, સ્વધર્મિ ન હોય, નાતીલો યા જાતીલો ન હોય, ન હોય વતની કે ન હોય દેશી. ગમે ત્યાંનો ને ગમે તે જાતનો હોય તો પણ ઘણી વખત તે બીજા સર્વ કરતાં વિશ્વાસુ ને દિલોજાન મિત્રને લાયકનો થઈ પડે છે. સ્વભાવ ને આદત મળતાં આવ્યાં એટલે સર્વ મળતું આવ્યું! અને તેની સાથે સરખી વય અને સરખી સ્થિતિ હોય તો તો દૂધમાં સાકર જેવું! માટે એવા સરખાજોડાના સદ્ગુણી મનુષ્ય સાથે પ્રીતિથી જોડાવું એજ ઉત્તમ માર્ગ છે.

મનુષ્ય પ્રાણી અપૂર્ણ છે, અને જગત્કર્ત્તાએ આપણને એવી સ્થિતિમાં મૂક્યા છે કે પરસ્પરના આશ્રય સિવાય આ સૃષ્ટિની મુસાફરી કરવાનું કાર્ય વિકટ થઈ પડે. વળી એતો ખુલ્લું છે કે જ્ઞાનોદય, વેપારોદય અને દેશોદય ઈત્યાદિ સુખદ વસ્તુ સાધ્ય કરવામાં સંપીલા બહુ જણનો ખપ છે. વળી પ્રીતિ આપ લે કર્યા વિના હૈયાને ચેન પડતું નથી, માટે નાના ને મોટા, માતબરને ગરીબ અરથાત્ સર્વને સુખદુઃખના સાથી, સદ્ગુણી સ્નેહી જોઇએજ;

એમ આપણને સ્વભાવિક બોધ થાય છે, તેથી અખીલ જગત્‌ના નિયંતાની અગાધ શક્તિ પ્રકાશિત થાય છે.

સવૈયા ઈં, વિજય.

આગવિના ન પ્રકાશ કરેજ, ભરેલ રહ્યું ભર પાત્ર દિવેલ;
ઈંજીન જોર કરી ન શકેજ, વરાળ વિના કદી આપનિ મેળ;
વહાણ બરાબર ચાલી શકે નહિ, વાયુ વિના જળની જમ રેલ;
તેમ સુમિત્ર વિના જગમાં, સુખશાંતી સદાય મળે નહીં સહેલ.

ખરૂં પૂછાવો તો મિત્રપરજ પોતાના સુખદુઃખનો આધાર છે. કાળનું અસ્તોદયનું કુદરતી ચક્ર પ્રાણી તેમજ ચૈતન્ય વગરની જડ વસ્તુઓ ઉપર પણ ફર્યાં કરે છે; તેમજ માણસના વિચાર સદા એક ધોરણે કે ખરા પાયાપર રહે એમ પણ બનતું નથી, એ ઉપરથી સિદ્ધ થાય છે કે દરેક મનુષ્યને વિશ્વાસુ સલાહકારની જરૂર છે. એ જરૂર એક સાચા મિત્ર વિના બીજા કોઈથી મનમાનતી રીતે પાર પડવાની નહીં. આફત, તંગી અને અફસોસીની વખતે ઉમેદ હિંમત અને મદદ આપનાર કોઈ માનીતો મિત્ર ન હોય તો દુનિઆમાં આગળ વધાયજ કેમ?

મનહર છંદ.

[1]ઘટમાં ઘુંટાય ઘણીવાર સુખ દુઃખ વાત,
એવે અવસરે [2]ઉરપટ ક્યાં ઉઘાડિયે;
માત તાત ભ્રાત નિજ માનુની મેતાજી પાસ,
ન કેવાની વાત કહો કેમરે કહાવિયે;

---

૧ અંતઃકરણમાં. ૨ અંતઃકરણનો પડદો.

સાહસ સંકટ શિરપર લેવા ચિત્ત ચાય,
એમાં મન મૂકીને મદદ કોની માગીએ;
વિપત્તિ વેળાએ જ્યારે સર્વ છૂટી પડે ત્યારે,
કોના ધ્યાન તજે રહી ધીરજને ધારિએ;

જે. રેમીટેલર કહે છે કે દરેક માણસ જ્યારે પોતાની ખુશાલીમાં ભાગીઓ મેળવે છે ત્યારે તે બેવડો ખુશી થાય છે. એક મિત્ર મારી દિલગીરીમાં ભાગ લેઇને તેને અરધી કરે છે. પણ મારી ખુશાલીને વધારીને બેવડી બનાવે છે. જુઓ, મિત્રાઇની ચમત્કૃતિ કેવી છે!

આવી સુખદાયકને લાભકારક પ્રીતિની જેટલી પ્રશંસા કરીએ તેટલી થોડી છે, એ અમૂલ્ય વસ્તુ સંપાદન કરવાને દરેક માણસે તજવીજ કરવીજ જોઇએ. પ્રીતિને વિષે કોને અપ્રીતિ ઉપજે? દરેક નિયમને કાંઈ પણ અપવાદ હોય છે, તેમ પ્રીતિને માટે પણ છે.

કોઇનો અંતઃકરણનો વહાલો અને માનીતો દોસ્ત કાળના કુદરતી ખવાસને આધિન થઈ, જૂદાઇનો કારી જખમ મારી ચાલ્યો જાય છે, તેથી તેને અકથ્ય ખેદ ઉત્પન્ન થાય છે. તંગી, સખી અને સંકટનો સાથી ગયો તે ગયોજ, પણ તેના નિર્મળ ને પવિત્ર પ્રેમની અસર હૃદયમાંથી સત્વર ધોવાઈ જતી નથી, તેથી ઘણાકો અશ્રુપાત કરી શોક સાગરમાં નિમગ્ન થઈ, દુઃખ વિસારો કરવા માટે અન્યપ્રત્યે પ્રીતિ ન જોડતાં લમણે હાથ દેઈ બેશી રહે છે, એ દયા પાત્ર છે. એતો અનુભવ સિદ્ધ છે કે પ્રિય વસ્તુનો વિયોગ થવાથી સ્નેહના પ્રમાણમાં વ્યથા થાય છે. એવું જાણીને કેટલાક અનુભવી જ્ઞાની પુરૂષો પ્રીતિને ધિક્કારે છે. આપણા કવિશ્વર કહે છે કેઃ—

### સોરઠો.

"મહા રોગની રીત, પ્રીત વિષે પ્રત્યક્ષ છે;"
"કોઈ ન કરશો પ્રીત, પ્રીત કરે દુખ પ્રાણને."

કુદરતનો એક એવો નિયમ છે કે જે વસ્તુ દુઃખદાયક છે તેનો ત્યાગ કરવાને સર્વનું અંતઃકરણ સ્વતઃ શાક્ષી પુરે છે. "પ્રીતી એ મહા દુખદાયક વ્યસન છે, તેથી દુઃખદાયક વસ્તુના ત્યાગ કરવાના નિયમને અનુસરીને પ્રીતિનો ત્યાગ કરવો જોઇએ એમ સિદ્ધ થાય છે." પણ ના, ના! એ વિષે તો વિપ્રીત સિદ્ધાંત છે, તે એ કે, પ્રીતિ કરવી.

જો એમ ન હોત તો કોઈ પ્રીતિ કરત નહી. સારા ને નઠારા સર્વ મુરખ ન હોય. સર્પના મુખમાં આંગળી આપવી એ મોતની. નિશાની છે, ને તેથી કોઈ આંગળી આપતું નથી. તેમજ પ્રીતિ એ માત્ર દુઃખનુંજ સ્થાનક હોત તો, દુઃખ પામવાને કોણ જાત? સર્વને સુખ પ્રિય છે. દુઃખ કોઇને પ્રિય નથી. આ સૃષ્ટીમાં ઈશ્વરની એવી અલૌકિક રચના છે કે કોઈ વસ્તુ સર્વ ગુણ સંપન્ન તો નથીજ. માટે પ્રીતિને પરિતાપજનક જાણીને તેથી વિરક્ત રહેવું નહી; સબબ પ્રીતિ એ મહા સુખદાયક છે. પિડાકારક તો કોઈકજ વાર થાય છે. માટે જે માણસને પ્રીતિનું પાત્ર પ્રાણ સમાન પવિત્ર મિત્ર નથી તેનેજ મહા દુઃખી, દુર્ભાગી, ને નિર્ધન સમજવો. જેને પ્રીતિઉપર ધિક્કાર છે, તેને કોઈ વસ્તુ સુખદાયક નથી. જે વસ્તુપર આપણને પ્રીતિ નથી, તે વસ્તુ આપણને સુખ ઉપજાવતી નથી.

સમુદ્ર વાટે નૌકા સાધનથી પ્રવાસ કરતાં કઈકના વહાણ ડુબી ગયાં છે, તેથી શું નાવમાં બેશી પ્રવાસ નજ કરવો? નાવથી

ક્રોડો રૂપિઆનો વ્યાપાર થાય છે, અને સર્વોપયોગી સાધનો આ પણને સેહેજે મળે છે, તે બંધ થાય તો આપણું દુર્ભાગ્ય સમજવું. ઘરમાં અગ્નિ રાખવાથી ઘણાનાં ઘર સળગી ગયાં, તેથી શું ઘરમાં અગ્નિ નજ રાખવો? આ સંસાર ક્ષણભંગુર છે તેથી દુઃખદાયક છે, તેમાં પ્રીતિનો વાંક નથી. સૃષ્ટીની રચના અને તેનું રહસ્ય વિચારતાં તો પ્રીતિ એ સર્વોત્તમ સુખનું સાધન જણાઈ આવે છે.

પ્રીતિ એ જગત્કર્તા તરફથી અપાએલી ઉમદા બક્ષિસમાંની અમૂલ્ય ને અતુલ્ય બક્ષિસ છે. પ્રીતિવિના સંસાર નથી, પ્રીતિવિના વ્યહવાર નથી, પ્રીતિ વિના માતા, પિતા, ભ્રાતા, ભગિની કોઈ નથી, પ્રીતિવિના ખાવું પીવું કાંઇ નથી, પ્રીતિવિના વિદ્યા અને તે વિના જ્ઞાન નથી. અરથાત્ પ્રીતિ વગર સંસાર ચાલતજ નહીં. માટે દરેક જણે મિત્રો મેળવવા પ્રયત્ન કરવોજ જોઇએ એ સ્વતઃ સિદ્ધ થાય છે.

કિંગસ્લી કહે છે કેઃ—

"Love me; let me feel one thing loves me upon the earth. I must have it; and if God and all the saints refuse their love, I must turn to a creature and ask it to love me but for a day".

"મને ચાહો. આ જગતમાં મને એક જણ પણ ચાહે છે એવું મને જાણવા દો. મારે પ્યાર મળવોજ જોઇએ; અને જો ઇશ્વર તથા સઘળા ફિરસ્તા પણ મને ચાહવા ના પાડશે, તો હું કોઈ

પણ પ્રાણી પાસે જઈશ અને માત્ર એક દહાડો પણ ચાહવાને હું તેને અરજ કરીશ."

મિત્રાઇના આવા ઉમદા પ્રેમને શું ધિક્કારી કહાડવો જોઇએ? પ્યાર વગરનું જીવવું શા કામનું? આપણા સુખ દુઃખમાં સામેલ થનાર સ્નેહી વિના સંસારજ શું કામનો? દોસ્તી વગરની દુનિઆ તે કેવી હોય? સંસારનું જીવન ગણીએ તો તે દોસ્તીછે. લૂણ વગરનું અન્ન ફીકું, તેમ મિત્ર વગરનો સંસારજ સૂનો છે.

ડીઓદોર મારટીન કહેછે કે "કોઇના પણ પ્યાર વગરના, એવાં માણસની જીંદગીનો છેડોજ આવેલો સમજવો." સાચી સલાહ આપનાર મિત્ર વિના એકલે હાથે આપણે સંસારમાં શું કરી શકીએ? અંતરના ઉભરા ક્યાં કહાડીએ? ખરેખર, દોસ્તો વગર દુનિઆ ઉદાસછે.

**મનહર.**

મળ્યું ખાન પાન ગાન તાન ગુલતાન મળ્યું,
મનુષ્યમાં માન મળ્યું વિશ્વમાં વિશેષજે;
દ્રવ્યની દુકાન પડિ પંડિત પિછાન દીધું,
દાન ધર્યું ધ્યાનરોજ રાજી નિજ દેશજે;
પૈસો પ્રમદાને પુત્ર આરોગ્યતા અંગમાંહી,
ખમા છડીદાર બોલે હજુરી હમેશ જે;
(પણ) ઉમળકો આણી કષ્ટ કાણી કથવાનું સ્થાન,
દિલોજાન દોસ્ત નતો સુખ નહિ લેશ તે. ૧

**વસંતતિલકા.**

સૃષ્ટિ વિષે સકળ સ્વાદ તણો વિશેષે,

કીધો અનુભવ રહી ન કચાશ લેશે;
તોએ ન જો સુજન મૈત્રિ સુસ્વાદ પિધો,
તો વ્યર્થ આ જગતમાં અવતાર લિધો. ૧

એક ફારસી કવિ કહે છે કે "એક દોસ્તને હાથ કરી લે. કારણ કે આ જગતમાં જે શખ્સનો કોઇ મિત્ર નથી, તે ઘણોજ નિરાશ્રિત રહેછે. આ દુનિઆમાં જે ખાવતો છે; તે સર્વ કરતાં વફાદાર દોસ્ત વધારે છે, "

દોહરા.

સુર્ય ન ઉગે સૃષ્ટીમાં, દીસે દ્રષ્ટિ મંદ;
મિત્ર વિના તો માનવી, સુખ અનુભવથી અંધ.

જીંદગીનું મધુરૂં સુખ તે દોસ્તીછે. પરમેશ્વરની ઉમદા બક્ષીસ તે દોસ્તી છે. જીંદગીમાં મીઠાશ આણનારી સાકર તે દોસ્તી છે. આ અવનિની અનેક આપત્તિથી દગ્ધ થતા અંતઃકરણ ને ઠંડુ પાડનાર તે દોસ્તી છે, નિરાશને આશાવંત કરનાર તે દોસ્તી છે. પડી ગયેલ મનને ટટાર કરનાર તે દોસ્તી છે. નિર્જીવને જીવદાર કરનારી તે દોસ્તી છે. દુઃખના દરિયાથી મુક્ત કરનાર તે દોસ્તી છે. અને સુખ સાગર સંપાદન કરાવનાર પણ દોસ્તી છે. દોસ્તી એ કાંઇ નજીવી નાલાયક કે નકામી ચીજ નથી. મૈત્રિનો મહિમા ઘણોજ મોટો છે.

બેકન કહેછે કે—" મૈત્રી મનોવિકાર રૂપી ગાજાઓ અને તોફાનને શાંત પાડી રળિઆમણો દિવસ કરીછેછે." એટલે વિચારોનો અંધકાર અને ગભરાટ દૂર કરી બુદ્ધિ ઉપર તે પ્રકાશ નાખેછે.

ગીતી.

ઘટ ઘટ જ્ઞાન વધારે, પ્રગટ સુમીત્રો પવિત્ર ચરચાથી,
ઘટ ઘટ પાન કરાવે, સરસ હર્ષનું વિનોદ વિદ્યાથી. ૧

રામાયણમાં કહ્યું છે કે સત્સંગ એ આનંદ અને કલ્યાણનું મૂળીઉં છે. સંત પુરૂષો અનુકૂળ એટલે પ્રસન હોયતો તે પામી શકીએ. વળી

દોહો.

"तात स्वर्ग अपवर्ग सुख धरिय तुलाइक अंग"
"तुलहिन ताको सकल मिलि, जो सुख लव सत्संग"

ભાવાર્થ— ત્રાજવાની એક બાજુ સ્વર્ગ અને મોક્ષનું સુખ મેલીએ તથા બીજી બાજુએ જરા સત્સંગનું સુખ મેલીએ એમાં સત્સંગનું સુખ પેલા બેઉમાં વધારે ભારે થાયછે.

એક સંસ્કૃત કવિ કહેછે કે—

" संसार कटु वृक्षस्य, द्वे फले अमृतो पमे; "
" सुभाषितंच सुस्वादु, संगतिः सुजने जने. "

ભાવાર્થ— સંસાર એ એક કડવું ઝાડછે પણ તેનાં બેજ ફળ અમૃતની ઉપમા આપીએ એવાં છે. તે મીઠા શબ્દ અને સારા માણસની સંગતી.

સત્સંગના મહિમા વિષે આપણા ભર્તૃહરી શું વર્ણવેછે તે જુઓ.

जाड्यं धियो हरति, सिंचति वाचि सत्यं;
मानोन्नति दिशति, पाप मपा करोति;
चितः प्रसाद यति, दिक्षुतनोति कीर्तिं;
सत्संगतिः कथय, किन्न करोति पुंसाम्.

અર્થ—" સત્સંગતિ બુદ્ધિનું જડાપણું દૂર કરેછે. વાણીમાં સત્યતાનો સંચય કરાવેછે. માન વધારે છે. પાપનો નાશ કરેછે. ચિત્ત પ્રસન્ન કરેછે અને દશે દિશામાં કીર્ત્તિનો વિસ્તાર કરેછે. માટે કહોકે સત્સંગતિ પુરૂષને શું નથી કરતી?" સત્સંગ એ આ ભવસાગરનું તુંબડું છે.

સોરઠો.

વિષ વિષે વંદાય જન સજ્જનની ચર્ણ રજ
તો ભવ ક્યમ ન તરાય પ્રતાપ તે સત્સંગથી.

A faithful friend is the medicine of life.

" નિમકહલાલ દોસ્ત એ જીંદગીનું ઔષધ છે." મૈત્રી એ મહા સુખદાયક અને સંસારોપયોગી છે. મિત્રાઈનું સુખ એ સુખનું શિખર છે. ખરેખર તે એક સુખદ સુરતરૂ છે. એ સુખની બલિહારી છે. જેને સન્મિત્ર રૂપી બક્ષિસ મળી નથી તે ખરેખર અનાથ છે. મિત્ર એ અમૃત અને ઉદય, એ ઉભય માર્ગે સહાયક છે.

દોહરા.

હસ્તીનાં પગલાં વિષે, પગલાં સર્વ સમાય;

તેમજ સદ મૈત્રી વિષે, સુખ સહુ આવી જાય. ૧
નાની મોટી સહુ નદી સમુદ્રમાં મળી જાય;
તેમજ સદ મૈત્રી વિષે, સદ્ગુણ સર્વ સમાય. ૨

મિત્ર આગળ છાની વાત કરવી કે નહીં, તે ઉપર આપણે થોડો ઘણો વિચાર કરીએ.

### સોરઠો.

ધન ધરવાનાં ધામ, ઠામ છેક છાનાં જડે;
વાત તણો વિશ્રામ, મળશે મુસ્કેલ મિત્રકો.

દુનિઆમાં એ એક મોટામાં મોટું દુઃખ છે કે જેની અંદર આપણે સઘળો પ્યાર અને વિશ્વાસ મૂક્યો હોય તે બેવફા થાય. એવા બેવફાદાર કુમિત્રથી કંટાળીને સંસારી ખટપટમાં પ્રવિણ થએલા પુરૂષો કહે છે કે "શત્રુ સાથેની વર્ત્તણુંક કોઈ દહાડો મિત્રાચારી થવાનો સંભવ રહે એવી રાખવી. અને મિત્ર સાથે એવી સાવચેતી-થી ચાલવું કે કોઈ દહાડો તે શત્રુ નીવડે તો તેનાથી આપણો કોઈ રીતે બિગાડ અને ગુપ્ત વાત પ્રસિદ્ધ થઈ શકે નહીં." અર્થાત્— મિત્રથી છાની વાત છુપાવવી. એમાં પ્રથમના વિચારમાં ડાહપણ અને પાછળના વિચારમાં ખળતા જોવામાં આવે છે. મંનનો મેલ મૂકી દઈ ગુંજની વાત મિત્રથી શું છુપાવવી? ભેદ ભરમો સાચવી રાખનાર તીજોરી જો નહીં હોય તો તે ભરમો કામનાજ શું? જેને પોતાનું દુઃખ ખોલવાને એક પણ વિશ્વાસુ મિત્ર નથી, તેના જેવો અભાગ્યો આ દુનિઆમાં બીજો હું જોતો નથી. જ્યાં સુધી સન્મિ-ત્ર મળ્યો નથી ત્યાં સુધી કાંઈજ મળ્યુ નથી. લૅટિનમાં કહેવત છે કે

"તું તારા અંતઃકરણને ખાઇશ નહીં." મતલબ કે વિચારોને મનમાં ગુંગળાવી રાખ્યાથી અંતઃકરણ ખવાઈ જાય છે.

ઇંદ્રવજ્રા છંદ.

જે દુઃખ દુઃખી મન ચોરી રાખે, સન્મિત્રની પાસ કદી ન ભાખે;
થાશે બ્યથાનો ઉલટો વધારો, ધારો સદા સૌ જન સ્નેહિ સારો.

હા એટલું ખરૂં કે કોઇની સાથે પ્રીતિ વૃદ્ધિ પામવા માંડી કે તરતજ આપણી સઘળી ગુહ્ય વાતથી તેને માહિતગાર કરવો એમાં ડાહપણ નથી. કારણ કે એના થોડી ઘણી પણ ખાતરી થયા વગર તેનાપર ભરોસો કેમ લાવી શકીએ? પણ કોઇની સાથે ઘણી મુદતની પ્રીતિ થઈ, તેનાપર વિશ્વાસ રાખવાના કેટલાક કારણ મળ્યા છતાં "મનકી મનમાં" રાખવામાં માલ કે વિવેક નથી. મિત્રની આગળ પોતાની યોજના માત્ર કહી બતાવ્યાથી તે ગોઠવાઇને પોતાની મેળે સરખી થઈ રહે છે. તેમજ સુખ દુઃખના ઉભરા મિત્ર આગળ બહાર કાઢ્યાથી મન મોકલું અને નિર્મળ થાય છે. માટે મિત્રથી ડરીને કે કપટ ભાવ ધરીને મનકી મનમાં છુપાવીને છુપી રીતે અંતઃકરણને અકળાવા દેવું એ અઘટિત છે.. આપણો મિત્ર આપણો શત્રુ થઈ આપણી વાત ખુલ્લી કરશે તો દુનિઆની નજરમાં તે હલકો ઠરશે અને સમજુ માણસો તેનાથી ચેતીને ચાલશે. અને આખરે એ વિશ્વાસઘાતીને તેની કરણી પ્રમાણે ફળ મળશેજ. કદાપિ આ દુનિઆમાં નહીં તો પેલી દુનિઆમાં–ત્યાં કાંઈ પોપા બાઇનું રાજ નથી. મતલબ કે ખાતરી થયા પછી મિત્ર આગળ વાત છુપાવવી એ મને તો અયોગ્ય લાગે છે. જાહેરમાં જેટલી વાત થઈ શકે તેટલીજ કરવી હોય તો મિત્ર મેળવવાજ શા વા-

સ્તે? અને મિત્ર કહેવાયજ કેમ? બીજાઓની સાથે તેઓને પણ ઓળખાણનાજ વર્ગમાં મૂકવા જોઇએ. હવે આપણે મિત્ર પરિક્ષા પર થોડી ઘણી વાતચીત ચલાવીએ.

"દોસ્તીની રોશની તારાની રોશની જેવી છે. તારાની રોશની જેમ અંધારામાં માલૂમ પડે છે તેમ દોસ્તીની રોશની અંધારામાં અથવા દુઃખની વખતેજ માલૂમ પડે છે."

માત્ર સ્વારથથીજ જે મિત્ર થાય છે, તે આપત્તિ કાળે અળગા રહે છે. પણ જે ફક્ત પ્રેમથીજ દોસ્ત થાય છે તે એવા વખતમાં કદી છોડી જતા નથી

Love without end has no end.

સ્વાર્થ વગરની પ્રીતિ હમેશાં ટકે છે.

જેના શૂન્યવત્ અંતઃકરણમાં પ્રીતિની લાગણી કિંચિત અસર કરી શકતી નથી, એવા કેટલાક હિચકારા આદમી પોતાના દોસ્તના સંકટ સમયમાં પોતાને પણ કષ્ટ થશે એમ ધારી ટપોટપ પલાયન કરી જાય છે દૈવયોગે પેલા મિત્રની સ્થિતિ સૂધરતી ચાલી તો પલાયન કરેલ મિષ્ટવાદી મિત્રોનું પુનરાગમન થતાં વિલંબ લાગતો નથી.

"Prosperity gains friends and adversity tries them.

સુખની વખતે દોસ્તો એકઠા થાય છે અને દુઃખની વખતે તેમની પરિક્ષા થાય છે.

દોહરો—

સરખા દુશ્મન દોસ્ત છે, વિના વિપત્તિ કાજ;

[1]તુલ ઢગલા ને ટેકરા, [2]સમિર વિના સરખાજ.

આપત્તિનો કાળ મિત્ર રૂપી સુવર્ણની કસોટી કાઢવાને પૂરતો લાયકનો છે. એવા વખતમાં જે મિત્રના પ્રેમમાં લેશ માત્ર પણ ફેર પડતો નથી, તેમજ જે, મિત્રની ખાતરી કરી આપવાને એ તકનો લાભ લેવાને ચૂકતો નથી, તેનેજ ખરો-તેનેજ સાચો અને તેનેજ નિમકહલાલ મિત્ર કહીએ.

દોહરો—

વૃક્ષ સાથ લાગી રહી, વેલ તણી જે પ્રીત;
સુકે પણ મૂકે નહીં, એ પ્રીતિની રીત;

जो न मित्र दुख होहि दुखारी,
तिन्हि बिलोकत पातक भारी;
निज दुख गिरि रज सम करि जाना,
मित्रके दुख रज मेरु समाना;
कुपंथ निवारि सुपंथ चलावा,
गुन प्रगट अवगुनहि दुरावा;
देत लेत मन शंक न धरहि,
बल अनुमान सदा हित करहि;

---

૧ રૂ. ૨ પવન.

विपत्तिकाल कर सत गुन नेहा,
श्रुति कह संत मित्र गुन एहा.

એ પ્રમાણે રામાયણમાં સન્મિત્રોના ગુણ ધર્મ વર્ણવેલા છે. લાયક મિત્ર પોતાના સુકૃત્યોથી મિત્ર મંડળમાં આનંદ ઉપજાવે છે. લાયક મિત્ર પોતાના સોબતીથી અંતર નહીં લેખતાં તેનું સારૂં તે પોતાનુંજ સારૂં માને છે. લાયક મિત્ર વખત આવે પોતાના સ્નેહી ને તન મન ધને સહાય આપે છે. લાયક મિત્ર રાજદ્વારે અને રણે પોતાના દોસ્તને મદદ આપવામાં જાન માલનું નુકશાન થશે, એવા ભયનો તિરસ્કાર કરી બાંય ગ્રહિ ઉભો રહે છે. અર્થાત્ લાયક મિત્ર જેમ સુખમાં તેમ દુઃખમાં ભાગીઓ થવાને સદા તૈયાર રહે છે.

जैसो बंधन प्रेमको, तैसो बंध न और;
काठही भेदे कमलको, छेदि न निकरे भौंर.

પ્રેમના બંધન જેવું બીજું કાંઈ બંધન નથી. ભમરો લાકડાને ભેદી શકે છે પણ કમળને ભેદી શકતો નથી.

દોસ્તોની પિછાણ સંપત્તિમાં નહીં પણ વિપત્તિમાં થાય છે. "મને દુઃખની વખતે દોસ્તની જરૂર છે સુખની વખતે તો મને દોસ્તનો કશો તૂટો નથી." જે દોસ્ત દુઃખની વખતે આપણને કામ ન આવે તે શા કામનો?

મિ૦ કરસનદાસ મૂળજી જ્યારે વિલાયત સિધાવ્યા ત્યારે દૂર રે

વદનારા હજારો હતા, પરંતુ તેઓ પાછા આવ્યા અને જ્ઞાતિ બહાર મૂકાયા ત્યારે તેમની સાથે ભોજન બહેવારી કેટલા જૂજ હતા, તે ઘણાકના જાણવામાં હશે. જ્યાં સુધી કામ નથી પડ્યું, ત્યાંસુધી દોસ્ત અને દુશ્મન બન્ને સરખા છે.

દોહરો—

હેત નકામું હંસનું, પિડા પડયે ઉડિ જાય;
સાચી પ્રીત શેવાળની, જળ સાથે સૂકાય. ૧
ઝાડ સુકાણું જે સમે, ઉડ્યાં વાસિ [1]વિહંગ;
પણ કોમળ [2]કિશલય બધાં, સૂકાણાં તે સંગ. ૨

પોતાના મિત્રના બચાવને અર્થે ઘણાક નિમકહલાલ દોસ્તોએ પોતાનો અમૂલ્ય દેહ અર્પણ કર્યો છે. ખરા દોસ્તનો ખરો બનેલો એક દાખલો સ્ત્રી બોધમાંથી ટપકાવી લીધો છે તે એકાગ્રચિત્તે વાંચવા અને મનન કરવા યોગ્ય છે.

**ડામનનો દોસ્ત—**

"જ્યારે સાઇરેક્યુસના રાજા ડાયોનિશિઅસે ડામનને મોતની શિક્ષા કીધી, અને તેને ગરદન મારવાનો દહાડો ઠરાવ્યો, ત્યારે વચમાંના બાકીના દહાડા પોતાના દેશ જઈ પોતાના કુટુંબ પરિવારનું ઠીક ઠાક કરવામાં ગુજારવાની ડામને રજા માગી. આ રજાની રાજાએ ના પાડી. પણ ખુલ્લી રીતે ના પાડતાં તેને શરમ આવી. માટે તેણે એવી સરત કીધી કે તે કદી બહાર રેહેજ નહીં. રાજાએ કહ્યું કે "તું તારે ગામ સુખેથી જા. પણ તું તારી બદલીએ બંધીખાનામાં કોઇને મૂકી જા. તે એવી સરતે કે ફાંસીને દહાડે જો

૧ પક્ષી. ૨ કમળિયાં

તું નહીં આવે તો તારા તે બદલીને ગરદન મારવો." ડામન વિચારમાં પડ્યો, કે આવી સરતે કોને મૂકી જવાય? પણ દરબારમાં ડામનનો દોસ્ત પીઠીયાસ બેઠેલો હતો તે ડામનનો જામીન થયો. તેણે ઉપલી સરત કબૂલ રાખી, અને ડામન પોતાને દેશ ગયો. આમ કરતાં મોતનો દહાડો આવ્યો-તોપણ ડામન પાછો ફર્યો નહીં. માટે હવે પીઠીયાસ કેવો પસ્તાવો કરે છે તે જોવાસારૂ રાજા પોતે બંધીખાનામાં ગયો, અને ડામનનો જામીન થઈ પીઠીયાસ કેવો ફસાયો તે બાબત તેની મશ્કરી કરવા લાગ્યો. પીઠીયાસે ઘણીજ ગંભીરાઈથી જવાબ દીધો કે "જહાંપનાહ, મારો દોસ્ત ડામન પોતાના વચનથી ફરે તે કરતાં મને એક હજારવાર ફાંસીએ દો તે હું પસંદ કરીશ. તે આવ્યા વગર રહેશે નહીં, અને હું જીવતો રહ્યા વગર આંહીથી જઈશ પણ નહીં. પણ હું ચાહુંછું કે તે નહીં આવે, અને હું તેની બદલીએ પ્રાણ આપું. હે! ઇશ્વર એને આવતો અટકાવજો! હે પવન! હે પાણી! એની મુસાફરીમાં થોડી પળની હરકત કરજો. કે જેથી એના મોતની ઘડી વીતી જાય, અને હું ફાંસી જવા બાદ તેનાં આવી પૂગવાથી તેની આબરૂ અને જીવ બન્ને સલામત રહે, એવું કરજો, હે! દેવતાઓ! કે મારા કરતાં હજાર ગણો કિંમતી જે ડામનનો જીવ, તેનાં બૈરી છોકરાંનો પ્યારો, જે જીવ, તે મારો જીવ જવાથી સલામત બચે."

આ જવાબથી રાજા પર ઘણી અસર થઈ અને તે દુઃખી દિલે પાછો ગયો. અંતે ફાંસીનો વખત આવ્યો પણ ડામન આવી પહોંચ્યો નહીં. પીઠીયાસને ગરદન મારવા કાઢ્યો, અને તે ઘણી ખુશીથી ફાંસીના લાકડા તરફ ચાલ્યો. ડાયોનિશિઅસ રાજા પોતે

છ ઘોડાના રથમાં બેશી તમાશો જોવા આવ્યો. પીઠીયાસે પોતાના મોતના હથિઆરો ગંભિરાઇથી તપાસ્યાં. અને મરતી વખતનું છેલ્લું ભાષણ કરવા ઉભો થયો. તે બોલ્યો કે "ભાઇઓ! દેવતાએ એ મારી પ્રાર્થના સાંભળી છે. તમે જાણો છો કે સમુદ્રમાં પવન ફર્યો છે, તેથીજ કરીને ડામન પાછો ફર્યો નથી. મારી ખાતરી છે કે તે પોતાના ગામથી તો આંહી આવવાને નાકળી ચૂક્યો હશે. પણ કુદરતની સામે તે થઇ શકશે નહીં. અહા! એ કેવાં સારાં ભાગ્ય! કાલે તે આવી પૂગશે, પણ તેટલામાં આજે હમણા મારૂં લોહી રેડ્યાથી તેનો જીવ ઉગરશે. ભાઇઓ! તમારા મનમાં મારા દોસ્ત ડામનવિષે બદગુમાન નહીં લાવશો. તે ગમે એવી ઉતાવળ કરીને આવશે, પણ મારૂં મોત તેની ઉતાવળની આગળ જશે." આમ બોલી તે જલાદો આગળ વાંકો વળે છે તેવામાં હાજર થએલા લોકોમાંથી મોટો ગભરાટ ઉઠ્યો. આ ગભરાટથી જલાદો ચોંક્યા, તેથી તેઓએ પોતાનો હાથ અટકાવ્યો. "સબૂર, સબૂર! મારશો ના! મારશો ના!" એવા પોકાર વચ્ચે લોકો નાશ ભાગ કરવા મંડ્યા. આ ગભરાટનું કારણ એ હતું કે એક જણ ફીણ ફીણ થતા ઘોડાપર સ્વાર થઇ દોડમાર આવતો હતો. લોકો તે ઘોડા તળે કચરાઇ જવાની ધાસ્તીથી સઘળા ખસી ગયા. આ ઘોડે સ્વાર કોઇજ નહીં પણ ડામન હતો. તે ફાંસીના માચડા આગળ પળવારમાં દોડી આવ્યો. એકદમ ઘોડાને છોડી મેલી ઉપર ધસ્યો. અને પીઠીયાસને ભેટીને બોલ્યો "તું સલામત છે! મારા ખરા વહાલા દોસ્ત તું સલામત છે! મારે હવે મોત સિવાય બીજું કશું ભોગવવાનું નથી. હું દેવતાઓનો પાડ માનું છું કે, બેવચન અને નિમકહરામપણા-

ની બદનામીમાંથી તેઓએ મને છોડાવ્યો છે. મને મારૂં મોત લા ગવાનું નથી પણ જો મારી ખાતર તું મુઓ હોત, તો તે ડાઘનું દુ-ખ મોત કરતાં જબૂન, જન્મ સુધી મારાપર રહી જાત." એટલું બોલતાંજ ડામન થાકેલો હાંફતો, ફીકો, પોતાના દોસ્તના ખોળામાં પડ્યો. સઘળા ધારતા હતા કે તે બેહોષ થયો છે. પણ નહીં. તેતો વખતસર આવી પૂગવાની દોડ તથા થાકથી દમ મૂકીને મરણ પા મ્યો. આ ત્રાસદાયક દેખાવ જોઈ પીડીયાસ જાર બેજાર રડ્યો. અને જલ્લાદોને હુકમ કીધો કે "આવો દેખાવ જોવા કરતાં ફાંસીની શિ-ક્ષા મને કરી મારો અંત આણો," આવો અસરકારક દેખાવ કોનાથી સહન થાય? રાજા પોતે પોતાના રથમાં રડી પડ્યો. તે આંસુભરી આંખે રથમાંથી ઉતરી ફાંસીના માચડા ઉપર આવ્યો અને પીડીયાસને ભેટીને બોલ્યો કે, "જીવતો રહે, પીડીયાસ જીવતો રહે. જીવતોજ નહીં પણ તું અમર થશે, અને કિર્તિ સાથે જીવશે. ઓ! પીડીયાસ તારી દોસ્તી તેજ ખરી દોસ્તી. તું ખરી દોસ્તીને લાયકનો છે. વાસ્તે મારો પણ ખરો દોસ્ત થા! અને જેવા રૂડા દાખલાએ તેં મને પોતાની ગમ ખેંચ્યો છે, તેવીજ રૂડી શીખામ-ણથી મને પણ તારા સરખો સુધાર"!

આહા! કેવો એમનો પ્યાર! કેવી દોસ્ત તરફની દ્રઢપ્રીતિ! કેવી મમતા! કેટલો વિશ્વાસ! અને કેટલી નિમકહલાલી! અપૂર્વ ને પુનિત પ્રેમ તે આજ. આવા પવિત્ર પ્રેમના જેટલાં વખાણ કરાએ તેટલાં ઓછાં. હે પ્રભુ, હે જગન્નાયક મહદ્ પિતા, તારી કૃપા વડે અમે આ સંસારમાં આવા મિત્ર મેળવીએ એમ તું કર. અને અમારા દોસ્તો તરફ નિમકહલાલી અને વિશ્વાસથી વર્તી

અમારી નેક ફરજ અમે અદા કરીએ એવી તું અમને નિર્મળ બુદ્ધિ આપ.

ડામન ને પીઠીઆસ જેવા પવિત્ર મિત્ર સર્વ અને સર્વ ઠેકાણે ક્યાંથી મળે? દુનિઆમાં એવા થોડાકજ વખતો વખત ઉત્પન્ન થાય છે. અને વખત આવે તેમની પૂરેપૂરી કસોટી નીકળે છે. એટલું તો ઘણી વખતે આપણા જોવામાં આવે છે કે કોઈ માણસના ઉદયના અવસરમાં તેને કરકોલી ખાવાને, ભાઈ ભાઈ કરતાં ખરા દોસ્તનો ડોળ રાખી ઘણા જણ તેની સાથે ઘુમે છે, તે માંથી પડતીના વખતમાં કેટલા જુજ મદદગાર થાય છે? તેનો કેટલાએકને અનુભવ હશે, અથવા એ બનાવ પોતાની નજરે જોયો હશે. એ ઉપરથી સિદ્ધ થાય છે કે કેટલાક તો ગીધ જેવા ફોલી ખાવાજ ભેળા થતા હશે.

એ ભેળા થયેલામાંથી કેટલાક ઊદરના પેઠે ફુંકી ફુંકીને કરડી ખાય છે, અને કેટલાક એથી પણ નીચ માણસો ખોદણીયા હોય છે. તેઓ ખાય છે તેનુંજ ખોદે છે. મોઢે મીઠું વદી પછવાડેથી ભુંડુ બકીને કામ બગાડે છે તેથી તેઓ બેવડા દોષિત છે.

परोक्षे कार्य हन्तारं, प्रत्यक्षे प्रिय वादिनं ॥
वर्जयेता दशां मित्रं, विषकुंभं पयो मुखं ॥

અર્થ— સોરઠો.

પાસે વદે પવીત્ર, પરપુંઠે કારજ હણે;
તજવા તેવા મિત્ર, ઝેર ઘડે મુખ પય ગણી. ૧

તે પર આ ગુજરાતી કહેવત છે કે "મોઢે મીઠો અને પેટમાં પાળી." કપટી મિત્રથી કંટાળીને એક અનુભવિ ઈંગ્રેજી કવિ કહે છે કે—"મને ખુલ્લી રીતે દુશ્મનાઈ રાખનાર દ્રઢ અને શૂરો દુશ્મન આપો. હું બહાદુરીથી તેની સામે થઈ શકું. અને કદાચ તેનો ઘા પણ ચૂકાવી શકું. પણ ઓ ભલા ભગવાન! તારા ગુસ્સાથી મારાપર જે બધી આફત પાડે તેમાંની કપટી દિલના મિત્રરૂપી આફતમાંથી તું મને બચાવ."

ચોપાયા.

સ્વાર્થ સાધવા સ્નેહ કરીને, કપટ હૃદયમાં રાખે;
વાત ભિતરની ભગવત જાણે, ભ્રાત ભ્રાત મુખ ભાખે.
વલ્લભ વાચક વદતાં વદતાં, નિજ વિશ્વાસ ધરાવે;
દુખ દરિઆમાં નાખી દેવા, ફંદ કરીજ ફસાવે.

ભાઈ ભાઈ કહેનારા હાજીઆ સ્નેહીઓ, જ્યારે વિપત્તિ આવી પડે છે ત્યારે ટપોટપ છુપાઈ જાય છે. પછી પેલા દુખીઆરા માણસને પશ્ચાતાપ થાય છે કે અરે! દુનિઆ સ્વાર્થનીજ સગી છે. જ્યાં સુધી મારી સાનુકુળ સ્થિતિ હતી, ત્યાં સુધી મારો પડતો બોલ ઝીલી લેવાને, મને મીઠું મનાવવાને કેટલા બધા માણસો મિત્રના વેશમાં મારી આસપાસ વિંટળાઈ વળ્યા હતા? પણ તેઓ સઘળા એકીવખતે કોણ જાણે ક્યાંય ચાલ્યા ગયા? દોસ્ત કોના? અને વાત કોના? આ દુનિઆમાં કોઈ કોઇનું સગું નથી. "સુખના સહુ" છે. ખરે વખતે કોઈ કોઇને કામ આવતું નથી!

બહારના દમામ વગેરેથી ઠગાયેલા મનુષ્યને એમ ધિક્કાર ઉપજતાં સર્વ માણસને આપસ્વારથી ગણી પુનઃપ્રયત્ન નહીં કરતાં

શોકાર્ત્ત સ્થિતિમાં નિમગ્ન રહે છે, પરંતુ એ અયોગ્ય છે. સબબ અવનિમાં કોઇજ સારા નથી એવું વદવું તે વ્યર્થ છે. કહેવત છે કે "પાંચે આંગળીઓ સરખી હોતી નથી." મતલબ કે સર્વ માણસ એકજ ગુણ તથા એકજ પ્રકૃતિના નથી. "बहु रत्ना वसुंधरा" સૃષ્ટીમાં અનેક રત્ન છે. માટે પોતાના ગુણ સ્વભાવને મળતા મનુષ્યને શોધી મિત્રતા કરે તો લાભજ થાય. એમ છતાં એક બે જણથી કદાપિ છેતરાયા તો ભાવિભાવ ગણી દીલગીરી દૂર કરવી. પણ એકના સદ્‌ગુણથી સર્વને સદ્‌ગુણી ગણવા અને એકના દુર્ગુણથી સર્વને દુર્ગુણી માની બેસવું એ કેવળ અન્યાય છે. ખરો માર્ગ અને ખરી રીત તો એજ છે કે એકના ગુણાગુણથી અન્યપર ધોરણ નહીં બાંધતાં તેની પરિક્ષા કરી જોવી. સ્વાર્થી મિત્રોથી ઠગાએલા માણસો કહે છે કે—

દોહરો—

દોસ્ત રહે નહિ દુઃખમાં, પરંપરાની રીત;
વૃદ્ધ ધણીનો વીનતા, કરશે ત્યાગ ખચીત.

પણ જેના સ્નેહીઓ સારા હોય છે તેના મનમાં આવો વિચાર આવે છે કે—

દોહરો.

પણ પતિવૃતા ન પરિહરે, વૃદ્ધ ભલે વર હોય;
તેમજ સજ્જન સ્નેહિ તે, તજે ન અતિ દુખ તોય.

પણ એવા સ્નેહીઓ વિરલા હોય છે. પાંદડાંનું પાલણ કરનાર રસ જ્યાં સુધી ઝાડમાં સલામત હોય છે, ત્યાં સુધી પાંદડાં, ઝાડનાં સગાં થઇને વળગી રહે છે, પણ જેવો રસ ખૂટ્યો કે શિ-

આગાની કકડતી ટુંડીમાં ઝાડને નાગું ને થરથરતું મૂકી પાંદડાં એક પછી એક ચાલી નીકળે છે. એવી રીતે સુખડીયા ભાઈબંધ જ્યાં સુધી આપણી પાસે પૈસા હોય છે, ત્યાં સુધી સોડ મૂકતા નથી. અને મીઠી મીઠી વાતો કરી આપણને રીઝવવાને માટે ત- રેહવાર યુક્તિઓ કરે છે. પણ જ્યારે આપણે ગરીબી હાલતમાં આવી જઇએ છીએ ત્યારે જાણે તેઓ આપણને મળ્યાજ નહીં હોય તેમ મ્હો ફેરવી ચાલ્યા જાય છે. વળી પીઠ પાછળ નિંદા કરે કે કેવો મૂરખો! કે પોતાના પૈસા આવી રીતે ઉડાવી દીધા! કહેવત છે કે—"સોબત કીજે શ્વાનકી, દો પાંતીકા દુઃખ"

"ખીજ્યા કાટે પાગેકું, ઓર રીઝ્યા ચાટે મુખ."

કોઈ માણસ પ્રસંગવિના આપણી મૈત્રિ કરવા આવે, અને પ્રીતિ દર્શાવવા આપણી પાસે આપણી સ્તુતિ કરે, તેના વિષે વ્હેમ આણી વિચાર કરવો ઉચિત છે કે તે પ્રશંસક પોતાની શી મત- લબ સાધવા આવ્યો છે? કારણ કે એવી ચાલ ચલાવનારા ઘણું કરીને આખરે આપ મતલબીજ જણાઈ આવે છે. કેટલાએક લુચ્ચા, બીજાની ખુબસુરત સ્ત્રી દેખીને, કેટલાક ધનાદિ જોઇને, કેટલાક વૈભવ જોઇને, અને કેટલાએક બીજાનો અધિકાર જોઇને કાંઇપણ સ્વાર્થ સાધ્ય કરવા હાજીઆ બની દોસ્ત થવા આવે છે. આપ સ્વાર્થી જનો પોતાનો સ્વાર્થ સાધવા ભોળા મદાંધ ને માલ વગરના લોકોનાં ખોટાં કૂલનાં વખાણ કરી, ઢમ ઢોલ બનાવી, આ- સમાન સુધી ચડાવી, દુર્ગુણમાં ફસાવી પોતાની મતલબ પાર પા- ડવા માંડે છે. ફૂલાબાઇને તેનું કશું ભાન આવતું નથી, તે ભાઇ- સાહેબ તો જાણે કે અહો! મારા મિત્રો કેવા વફાદાર મિલનસાર ને

નિષ્કપટી છે! પણ પછી જ્યારે કુલાભાગ્યની પડતી દશા આવે છે. અને તેની લક્ષ્મિ ને લાજ રુખશદ લેવા માંડે છે, ત્યારે જે સ્વાર્થી જનો તેનાં ખોટાં વખાણ કરતા, તેજ તેને ધિક્કારે છે, તેજ તેને તજી દે છે, અને તે મશકરાખોરા તેને વારંવાર યાદ આવ્યાથી તેની ગમગીનીનું મુખ્ય કારણ થઈ પડે છે. પછી તે કપટી ભાઇબંધના નામપર મોટી પોક મૂકે છે; પણ રડવા સિવાય બીજું કાંઈ વળવાનું પછી રહેતું નથી. ઊંડાં નિશ્વાસા મૂકી અંતર બાળવું, એજ ફળ છેવટ હાથમાં આવે છે, એને મળતો દાખલો શેકસપિયરના "ટીમન ઓફ અથેન્સ" નામના નાટકમાં નીચે મુજબ છે.

"અથેન્સ શેહેરમાં ટીમન નામનો એક અમીર રહેતો હતો. એ અમીર એટલો તો દોલતમંદ હતો કે તેની દોલત ગણાઈ શકાય તેટલી નહોતી. કુબેરનો ખજાનો તેને જાણે હાથ લાગ્યો હોય એમ હતું. તે ઉદાર દિલનો હોવાથી મોકળે હાથે પૈસા ખરચતો. દરરોજ સંખ્યાબંધ મેમાનોને નોતરતો. હજારો અમીર ઉમરાવો એ ખાણામાં ભાગ લેતા, એમાંથી થોડાક અમીરો તેના મિત્રો થઈ પડ્યા. તેમને લાડ લડાવવામાં ટીમને કશી બાકી રાખી નહોતી. તેમને વારંવાર બક્ષિસો આપતો. એ બક્ષીસોના બદલામાં તેઓ રંગીન ભાષાથી તેની સખાવતની તારીફ કરતા, અને ટીમનને વાસ્તે પોતાનો જીવ અર્પણ કરવાને તેઓ ખુશી હોય એવો ડોળ બતાવતા. આ ભોળાદિલનો અમીર તે સર્વ સાચું માનતો, અને તેઓને પોતાના ભાઈ પ્રમાણે ગણતો. એઓના ઘણાજ માનીતા દોસ્તો લુશીઅસ, લુકુલસ, સેમપ્રોનીઅસ અને વેન્ટીડીઅસ એ નામના હતા. એ

છેલ્લા શખ્સને તેણે પૈસાની મોટી રકમ આપીને કેદખાનામાંથી છોડાવ્યો હતો, આ ચારે દોસ્તદારોને વખતસર મદદ કરવામાં તથા તેઓને મોજ મજા કરાવવામાં તે અતિશય ખરચ કરતો, અને બીજે અનેક પ્રકારે ધન ઉડાવતો. એ વાત તેના એક નિમકહલાલ નોકરના મનમાં વારંવાર લાગતી હતી, તેથી તે, એ બાબત પર વારંવાર શેઠનું ધ્યાન ખેંચતો, પણ તે ફોકટ. હવે ધીરે ધીરે તેનું રોકડનાણું તણાઈ ગયું. અને ત્યારપછી તે ગરાસચાસ વેચવા લાગ્યો. તેનો પણ છેડો આવ્યો. અને ઉલટો કરજદાર થયો. ખરચને વાસ્તે પૈસા તો જોઇએ, તેથી પેલા નોકરે શેઠને કહ્યું કે "માગનારાઓ તકાદો કરે છે, અને આપણી પાસે તો હવે કાંઈ રહ્યું નથી." શેઠે કહ્યું, "જમીન કેમ વેચતો નથી?" "શેઠ, જમીન તો સઘળી વેચાઈ ગઈ." ચાકરે આંસુ ભરી આંખે જવાબ દીધો. શેઠ કહે "તું જરાએ દીલગીર થઈશ નહીં. મારા એટલા બધા સખીદિલના મિત્રો છે કે તેઓ આપણને કશી વાતે ઊની આંચ આવવાદેનાર નથી. માટે તારે અને મારે કશી ફિકર રાખવાનું કારણ નથી." એમ કહી પોતાના જૂદા જૂદા નોકરને ચિઠ્ઠી આપીને જૂદા જૂદા મિત્રોને ત્યાં ઉછીના પૈસા લેવા મોકલ્યા. પેહેલો લુકુલસને ઘેર ગયો. પણ તેતો ટીમન પાસેથી કાંઈ પડાવવાનો મનસુબો કરતો હતો. તેવામાં ચાકર ગયો તે જાણીને તે હરખાયો કે, ચાલો, આપણું કામ થયું. પણ ચિઠ્ઠી વાંચતાં માલૂમ પડ્યું કે ચાકર તો પૈસા લેવા આવ્યો છે, ત્યારે તે બહુજ નિરાશ થયો. અને નિર્લજ થઈને તે ચાકરને કહ્યું કે—" તું ઘણો ચંચળ દીસે છે. આલે, આ બે પૈસા તને આપુંછું તે લે. અને તારા શેઠની આગળ એવું જાહેર કરજે

કે, લુકુલસ મને મળ્યોજ નથી" તેના બાકીના મિત્રો પણ નિમકહરામી બજાવવામાં કાંઈ ઓછા ઉતર્યા નહીં. અને જે વેન્ટીડીઅસને તેણે કેદખાનામાંથી છોડાવ્યો હતો તે પણ ટીમનના માણસને ઠાલે હાથે પાછો વાળતાં જરાએ લજવાયો નહીં. ટીમનના તેઓ એટલા આભારી હતા કે, તેઓ તેને વાસ્તે ગુલામ તરીકે વેચાય તોપણ તેના આભારનો બદલો વળી શકે નહીં. જ્યારે ટીમન પોતાના દોસ્તોની બેવફાઇથી વાકેફ થયો ત્યારે તેના દિલમાં કેવો કારી જખમ લાગ્યો હશે, તેનો વિચાર તમને સેહેજ આવી શકશે. તે એટલો તો નિરાશ થયો અને દુનિઆ તેને એવી તો અકારી થઈ પડી કે તેણે સર્વસ્વ ત્યાગ કર્યું, અને પશુઓની પેઠે તે એક ગુફામાં વસવા લાગ્યો, અને તે દિવસથી તે તમામ માણસ જાતને ધિક્કારવા લાગ્યો !

**ચોપાયા**—માઠું મિત્રને બહુ લાગેછે, મિત્ર દગો દે જ્યારે,
અથવા આપત્તિ અવસરમાં, અળગો થઈ ધિક્કારે;
પ્રિત પ્રથમ કરિ પછિ તરછોડે પીડામાં પ્રતિકૂળ,
ઝડ ઝડ છાતી ત્યારે બળતી જાણે નિકળે શૂળ.
હા! મમ મિત્રે આ શું કર્યું! કલ્પાંતજ એમ કરેછે,
નાખિને નિશ્વાસ નિરંતર, આંખે આંસુ ભરેછે;
વાડ ગળે વેલાને ત્યારે, ક્યાં કરવી ફરીઆદિ,
એમ દૈવનો કોપ ગણીને, પામે પીડ પ્રસાદી.

**હરિગીત**—સંસારમાં સૌજન સદા નિજ સ્વાર્થ સેજે સાધવા,
મિત્રાઈ બાંધે બોલિ મનહર વચન બહુ લાલા થવા;

જ્યાં ગોળ સાકર ખાંડ ત્યાં કીડી કુંડાળું બાળજો,
છટ! સ્વાર્થ ને પરમાર્થ પ્રીતિ રીતિ ઉત્તમ જાણજો.
રે સાથ સંપતિમાં અને આપત્તિમાં અળગો ફરે,
પેસે પ્રશંસા નેજ નિર્ધન થાય ત્યાં નિંદા કરે;
ધિક્કાર એવી દોસ્તિને એ દુષ્ટથી દુર સૌ થજો,
છટ! સ્વાર્થ ને પરમાર્થ પ્રીતિ રીતિ ઉત્તમ જાણજો,

**मित्र द्रोहि कृतघ्नश्च, तथा विश्वास घातक;**
**त्रयस्ते नरकंयांति, यावत् चंद्र दिवाकरौ.**

અર્થ—મિત્રનો છળ કરનાર, ઉપકાર કરનારનું બૂરૂં કરનાર અને વિશ્વાસઘાત કરનાર, એ ત્રણે જણ સૂર્ય ચંદ્ર તપેછે ત્યાં સુધી નરકમાં રહેછે.

જેમ સુપાત્ર મિત્રથી ફાયદા છે તેમજ દેખીતું છે કે કુપાત્ર મિત્રથી નુકશાન થાય છે. નઠારો સંગ ચેપી રોગ જેવો જાણી તેની છાયામાં પણ જવું ન જોઇએ. થયેલો કુસંગ છોડવો એ મહા વિકટ છે. આગસ્ટાઇન નામનો ધર્માધ્યક્ષ કહે છે કે—

"Bad Company is like a nail drieven into a post, which after the first and second blow, may be drawn out with little difficulty, but being once driven up to the head, the pincers can not take hold to draw it out, but which

can only be done by the destruction of the wood ".

**અર્થ**—"કુસંગ એ એક લાકડાના સ્થંભમાં બેસાડેલા લોઢાના ખીલાની તુલ્ય છે. એ ખીલા ઉપર પહેલો અને બીજો ઘા માર્યા પછી તેને પાછો કાઢી લેવા હોય તો તે થોડી પરાકાષ્ટાએ નીકળી શકે. પણ એક વાર તેને માથાબૂડ સજડ બેસાડ્યા પછી પાછો કાઢવો હોય તો તે પછી સાણસીની પકડમાં પણ આવી શકતો નથી. અને તે લાકડું ભાગ્યા સિવાય તે પાછો પણ નીકળનાર નથી." કુસંગ હાડ બેઠો તે જન્મ પર્યંત ટળવાનો નથી. મૂળ ઊંડા ન હોય ત્યાંસુધી અલ્પ શ્રમે ઉખેડી શકાય.

વળી તે વિષે સંસ્કૃતમાં કહેલું છે કે—"કોઈ માણસ અત્યંત ધીર અથવા બુદ્ધિવાન હોય, દયાળુ હોય, સારો ગુણવાળો તથા સારા આચરણવાળો હોય, નીતિને સમજનાર હોય, સારા માઠાનો વિવેક બીજાને સમજાવી જાણે તેવો હોય, અને વિદ્વાન અથવા વિવેકવાન હોય, તેવા પુરૂષને પણ જેની પાપ બુદ્ધિ છે, એવા દુષ્ટ પુરૂષનો સદા, સર્વકાળ સંગ રહે તો તેની બુદ્ધિ પેલાં પાપીષ્ટ જેવી થઇ જાય છે. અને પોતે તેવાં નીચ આચરણ પ્રસિદ્ધ રીતે કરે છે. એ વિષે ગુજરાતી ત્રીજી ચોપડીમાં પોપટનાં બે બચ્ચાંની વાત છે, તે જાણીતી છે.

**ચોપાઇ**—પોપટ બેચ્યો પંડીત પેર, વિનય વચન બોલે બહુ પેર;
રામ કૃષ્ણ કે ઉર ઉમંગ, સંગ પ્રમાણે પામે રંગ.

પોપટ પાળ્યો જે ચંડાળ, સેજે શીખ્યો દેવા ગાળ;
દેખી એવું ન થાશો દંગ, સંગ પ્રમાણે પામે રંગ.
પ્હેલો લે પરૂણાની ભાળ, બીજો બોલે ભૂંડી ગાળ,
એક માતના બેઉ વિહંગ, સંગ પ્રમાણે પામે રંગ

तुख्मे ताशिर—अथवा सोबत तेवो असर થાય એમાં કશી નવાઈ નથી. સારાની સોબતથી સારી બુદ્ધિ આવે તેથી યશ-જનક કાર્ય કરવાં સૂઝે. ને બૂરાના સંગથી બુદ્ધિ ભ્રષ્ટ થઈ ઘણી તરેહના દુષ્કર્મ કરવા તરફ ચિત્ત ખેંચાય એ ખુલ્લું છે. પારસમ-ણિના સ્પર્શથી લોઢાનું કંચન બને છે! વળી લોઢાનો તાર સતારના સત્સંગ વડે કેવા મનોરંજક મધુર સ્વર કહાડી ચિત્તાકર્ષક નિવડે છે! અને એક નજીવું જીવડું પણ સુમનની સોબતથી મહાદેવને મસ્તક ચડે છે ! સત્સંગનો મહિમા ઘણો મોટો છે.

જો દરજીની સોબત હશે તો શીવતાં યા છેવટ દોરો ભરતાં તો આવડશેજ. જો દાકતરની દોસ્તી હશે તો કેટલાક રોગપર લાગુ પડતી ઉપયોગી દવાનાં નામ અને થોડો ઘણો ઉપયોગ કરતાં આવડશે. જો કોઈ મેહેતાજીનો સંગ હશે તો, વિદ્યા તરફ કે કાંઈ વાંચવા તરફ ચિત્ત સત્વર દોડશે. તેમજ જો વકીલની સોબત હશે તો ધારાની બારીકી જાણવાને તમને સ્વભાવિક જિજ્ઞાસા ઉમજશે. કહેવત છે કે "કાળીઆની જોડે ધોળીઓ બાંધો; જો કદાપિ વાન ન આવશે પણ સાન તો આવશેજ આવશે."

**चोपाई**—ધોળું વસતર ધૂળમાં ધરો, મેલું થાય વિચારજ કરો;

મેલ મટે જો પાણી પ્રસંગ, સંગ પ્રમાણે પામે રંગ.
એક પ્રસુતાના બે પુત્ર, એક વિરાગી તજે ઘર સુત્ર;
બીજો જોઢ જગાડે જંગ, સંગ પ્રમાણે પામે રંગ.

સંગ પ્રમાણે રંગ પામવા માટે જેમ મોટાને તેમજ નાનાને સુસંગની જરૂર છે. નાના બાળકપરતો સારા નરતા ગુણની જલદી અસર થઈ જાયછે, માટે તેમના ગોઠીઆ હમેશ લાયકજ જોઇએ. અને તે બાબત તેમના માબાપોએ હમેશ જોવી જોઇએ. બે દરકાર રહેવા જેવી એ બાબત નથી.

ઉપરના આભાસથી મોહી પડવું નહીં, ઉજળું એટલે દૂધ, અને પીળું એટલું સોનું ધારવું નહીં. મિત્રાઇની બાબતમાં આગલાના રૂપ ઉપર જોવાનું નથી, તેના ચિત્તાકર્ષક પોશાક ઉપર નિહાળવાનું નથી, તેના ડોળડમાક કે ધામધુમપર નજર કરવાની નથી, તેમજ તેની બોલવા ચાલવાની લલિત વાક્ચાતુર્યપર મોહિત થઈ તેના વિષે ઉંચો મત બાંધી બેશી રહેવાનું નથી. મનુષ્યની તુલના તેના બહારના દેખાવપરથી કરવાની નથી, એટલે રૂપે રાચવાનું નથી. ખરી પરિક્ષા તો તેના ગુણ—સદ્ગુણની કરવાની છે. ઉપરના દેખાવથી મોહી પડેલા જીવડા ઘણીવાર અતિશય પસ્તાયાછે, પસ્તાય છે, અને પસ્તાશે. ધોળું દેખી ધાશો નહીં.

**માલિની છંદ**—નિરખિ નર રૂપાળો, ભૂલમાં મોહ મીશે,
ઉપર ઉપર શોભે, ઇંદ્રવર્ણા અતીશે;
દુઃખપ્રદ ધુમમાંહી ફોડતાં છે શુજેતી,

પ્રથમ કરી પરીક્ષા તે પછી બાંધ પ્રીતી. ૧
દિપક રાગ વિલોકી રત્ન જેવી રૂપાળી.
શલભ નિકટ ઉડી નાંખતા દેહ બાળી;
કુટિલ દિપ કૃતઘ્ની એમ પાળે ન નીતી,
પ્રથમ કરિ પરીક્ષા તે પછી બાંધ પ્રીતી. ૨
હરિણ દુરથિ દેખી ઝાંઝવા કેરૂં પાણી,
અમિત અમિત થાયે દોડી છેટું પ્રમાણી;
પણ ન તરસ ભાંગે પીડ પામે પછીથી,
પ્રથમ કરિ પરીક્ષા તે પછી બાંધ પ્રીતી. ૩
કદિ વગર વિચારે મૈત્રિમાં ઝંપલાશો,
પ્રતિદિન પસ્તાઈ દીલમાં દુઃખિ થાશો;
ચતુર પુરૂશ ચેતો પ્રીતની એવી રીતી.
પ્રથમ કરિ પરીક્ષા તે પછી બાંધ પ્રીતી. ૪
ગરિબ પણું ન જોવું, બાંધવી પ્રીત જ્યારે,
ગુણ અવગુણ શોધો પામશો સૂખ ત્યારે;
પરંગજુ સહ પ્રીતી કોદિ ભાળો ન ભીતી,
પ્રથમ કરિ પરીક્ષા તે પછી બાંધ પ્રીતી. ૫

"વણિકની મિત્રાઈ નહીં." "બ્રાહ્મણની દોસ્તી શી! બ્રાહ્મણ માગે ને મગવે." "મિંયા ભાઈની યારી ને શેરી સુધી સહીઆરી." "સો વર્ષનો સેજા તે બટ્ટ તોડે બાટિઓ" એ ટુકા કોઈ પેટના બળેલાઓએ ચલાવ્યા લાગેછે. એકાદ કે થોડાના દોષથી આખી

નાતને માથે કલંક ચડાવવું એ ધિક્કારવા લાયક છે. દરેક નાતમાં અને દરેક જાતમાં સર્વ સરખા હોતા નથીજ. ભલા હોય અને ભૂંડા પણ હોય; માટે વિવેક દ્રષ્ટીથી જોઈ તપાસીને મત બાંધવો.

મિત્રાઇ બાંધતાં પહેલાં પુખ્ત વિચાર કરવો. કારણ થયેલી દોસ્તી તોડવી એ સહેલું અને ઠીક નથી. માટે ગુણ દોષ વિષે ગણના કરવી. જેમ નવા નવા દોસ્ત થતા જાય તેમ જૂના દોસ્તોને પડતા મૂકવા નહીં. બાળ મિત્રોને કદી વિસરવા નહીં. ઘડપણની દોસ્તી કરતાં જુવાનીની દોસ્તી, અને જુવાનીની દોસ્તી કરતાં બાળપણમાં થયેલી દોસ્તી વધારે પસંદ કરવા યોગ્ય છે. "જૂના મિત્રો સર્વોત્તમ છે. જેમ્સ રાજાને જૂના જોડા મંગાવવાની ટેવ હતી, કારણ કે તે તેના પગને સૌથી સુખદાયક લાગતા."

જૂના મિત્રોના મેળાપથી જૂની વાતો સાંભરી આવેછે, આગલી અને હાલની હાલતની સરખામણીથી નવું નવું ઘણું શીખવાનું મળેછે. મિત્ર મેળાપ જેવું એકે સુખ નથી. મિત્ર મિત્રને ભેટેછે ત્યારે તે કેવો હરખ પામેછે? મિત્રસાથે વાત કરતાં કેટલો બધો આનંદ ને સંતોષ મળેછે, તેમજ મન કેટલું બધું પ્રફુલ્લિત થાયછે! સ્વર્ગના સુખ કરતાં સુમિત્રના મેળાપનું સુખ અધિકાધિક છે.

**कवित**— જગમાં જણાતાં તન ધન ને જોબન સુખ,
ક્ષણિક બચીત તેથી નીક્ષે નીરસ છે;
વિવિધ વિભવ અને વનિતા વિહાર સુખ,
વિગતે વિચારતાં તે વધતું વિરસ છે;

વેદને પુરાણમાં મનાયલું મુની જનોથી,
મોક્ષનું અનુપ સુખ પણ તે અદૃશ્ય છે;
ભવમાં મનાતાં ભવ્ય સુખો અનુભવે જોતાં,
સુમિત્ર મીલાપ સુખ સર્વથા સરસ છે. ૧
સુગ્રવે સુપંથ પ્રતિ વખતે પ્રબોધ આપે,
ચિત્તમાં પવિત્ર ચિત્ર પાડે ચતુરાઇનું;
મિત્રનું તે પોતાનું પોતાનું મિત્ર તણું માની,
જીવ ગયા લગી જતન કરે ન જુદાઇનું;
સ્વારથ તજીને સુખ દુઃખમાં સહાય કરે,
મુખથી વદે ન કશું વાયક વડાઇનું;
પાપથી બચાવી મહા તાપને મટાડનાર,
સુમિત્ર મીલાપ સુખ સર્વથા સવાઇનું, ૨

"Society, friendship and love."
"Divinely bestowed upon men;"
"Oh! had I the wings of a dove,"
"How soon would I meet you again."

(Cowper).

મંડળી, દોસ્તી અને પ્યારને તેણે ઇશ્વરી બક્ષિસો ગણેલી છે. અને પોતે એક ઘણાંજ દૂરના જંગલમાં હોવાથી એમને ફરીથી મળવાને માટે તે એક કબૂતરના સરખી પાંખો માગે છે, તેને એકાંતગી ગમતી નથી. અને એકાંત વાસની કમકમાટ ભરેલી હાલતમાં

રહ્યા છતાં તે મિત્રો સાથે ગમે એવી ધારતીની જગ્યામાં રહેવાને વધારે પસંદ કરેછે.

કેટલાક પંડિતોનો મત છે કે મિત્રનો સહવાસ વર્જી પરદેશ જઇએ તો પ્રીતિ દિવસે દિવસે ક્ષિણતા પામતી જાયછે, અને કેટલાકનો મત તેથી પ્રતિકૂળ એટલે એવો છે કે પ્રિય વસ્તુ દૂર જવાથી તેમાં લગ્નતા વધતી જાયછે. તેમાંથી શું ખરૂ અને શું ખોટું, તેનો નિર્ણય કરવાનું હું વાંચનારને સોંપું છું

પરદેશ જવાથી પ્રીતિ ઘટો વા વધો. પરંતુ પત્રો રૂપી પાણી પાડવી મિત્રોની વિરહ દુગ્ધા ટાળવાની પૂરી જરૂર છે, એમાં કયો અનુભવી ના પાડનાર છે?

મિત્ર, એ આ અસાર સંસારમાં વિશ્રામ તરૂ છે. તે આધિ વ્યાધિ અને ઉપાધી મટાડી આપણને શાંત બનાવેછે. પાપથી મૂક્ત કરી, દુર્ગુણથી છોડાવી, તેમજ અમુત્રણથી અળગો કરી પ્રેમથી પોષણ કરેછે. આ દુનિઆમાં માતા પિતા અને મિત્ર વગેરે હિતકારી છે, પણ તેમાં મિત્રથી તો આડો આંક છે. કેટલીએક વાત એવા હોયછે કે, નહીં તેમાં માતાજીની મદદ લેવાય, નહીં તે પરમ પવિત્ર પિતાજીને જણાવાય; કે નહીં તેમાં બીજા સગાં વહાલાંની સહાયતા લેવાય. પરંતુ એવી કોઈ વાત કે એવી કોઈ આપત્તિ નથી તેમાં પોતાના પવિત્ર મિત્રની મદદ કે મત લેવાને આપણને આંચકો આવે. તે ઉપરથી સાબિત થાયછે કે માતા પિતા અથવા બીજાં સગાં વહાલાં કરતાં મિત્રનો રસ તો ન્યારોજ છે! સુખ દુઃખ-

ની વાતો સોંપવાનું એ એક સત્પાત્ર છે. એવા મિત્રનો સદા સર્વ-કાળ સહવાસ રહે એ ઉત્તમોત્તમ સુખ છે. પણ ન ચાલતાં વિયોગ થાય તો પત્રથી મેળાપ તો હમેશ રહેવોજ જોઇએ. પત્ર દુતથી પણ અનેક વાતની આપદા અને અડચણ ઓછી થાયછે. તેમજ ગું-ચવણના વખતમાં એથી શાંતિજનક સલાહ મળેછે, એ અનુભવ સિદ્ધ છે. ખરો મિત્ર પોતાના મિત્રને હરકોઈ કારણથી ઉત્પન્ન થએલો શોક દૂર કરવા પ્રિય વાણીથી મિત્રનું મન રંજન કરી, દિ-લાસો આપી તેના સંકટનું નિવારણ કરવા યથામતિ અને યથાશ-ક્તિ શ્રમ કરેછે.

પોતાના મિત્રને સમયોચિત સલાહ આપવી એ એક મુખ્ય ફરજ છે, પણ એમ કરતાં તેના બોધક ગુરૂ થઈ પડવું ન જોઇએ. સલાહ આપતી વખતે પંડિતના જેવું ડોળ ઘાલી કહેવાથી સામાને સ્વભાવિક રીતેજ ખોટું લાગેછે. મારૂં કહેવું એમ નથી કે તેને સ-લાહ ન આપવી જોઇએ. મારૂં કહેવું એમ નથી કે તે કદાપિ ખોટે રસ્તે ચાલતો હોય તો તેનો અટકાવ કરવો ન જોઇએ. મારૂં કહેવું તો એમછે કે અહરનિશ જરૂર સિવાય ગુરૂજી ન બનતાં, દોસ્તજ રહેવું. મિત્રને યોગ્ય નશિયત આપતાં કેટલીએક વખત કેટલાએક દોસ્તોને ખોટું લાગ્યાથી દોસ્તીના હકમાં ઝોળો પડવા જેવું થાયછે. તેટલા માટે એવે વખતે સમયસૂચકતા વાપરી શીખામણ રૂપી દવા ગોળે વીંટીને, અથવા પસંદ કરેલા પ્રિય શબ્દોમાં, કહેવાની મતલબ માંહે સમાય એવી કહેવત વડે, ઇસાપ નીતિ જેવી લાગુ પડતી

વારતાથી, અથવા કોઈનાપર વાત લાગુ કરી પરોક્ષ રીતે કહેવામાં આવે તો તેના અંતરમાં બરાબર ઠસે અને આપણી મુરાદ પાર પડે. વાસ્તવિક જોઈએ તો તેને આપણું બોલવું ગમે કે ન ગમે, સારૂં કે બુરૂં લાગે, પ્રિય કે અપ્રિય લાગે, સલાહ પુછે કે ન પુછે, તોપણ તેનું હિત હોય તેજ કહેવું જોઈએ. પણ જો ગોળથી કામ સરતું હોય તો વિષનો ઉપયોગ કરવાનું કોણ પસંદ કરશે?

દુનિઆમાં હમેશાં પ્રિય બોલનારા ઘણા હોયછે. પરંતુ અપ્રિય પણ હિતકારક બોલનારા તેમજ તે ખુશીથી લક્ષમાં લેનારા પણ વિરલાજ હોયછે.

આપણે આપણી ખરી ફરજ બજાવીએ એમ છતાં મિત્રને માઠું લાગે તો આપણે નિરૂપાય છીએ.

મિત્રની શીખામણ મહા પુસ્તક કરતાં પણ વધારે અસર કરે છે. મહાવકતા બર્કસનો મિત્ર, ફોકસ વારંવાર કહેતો કે "જે કાંઈ હું ચોપડીઓમાંથી શીખ્યોછું, જે કાંઈ દુનિઆના લોકો અને તેમને લગતી બાબતોથી મને જ્ઞાન મળ્યું છે, તે સઘળું ત્રાજવાના એક પલ્લામાં મૂકું અને બર્કસની શીખામણથી તથા તેના સાથે વાતચીત કરવાથી મારામાં જે સુધારો થયો છે, તે બીજા પલ્લામાં મૂકું તો તે બીજું પલ્લું ઘણુંજ વધારે ભારે થાય."

મિત્રની શીખામણ આવી અમૂલ્ય છે, માટે તેના વચન કદાપિ કડવાં લાગે પણ તે ઔષધની પેઠે હિતકર છે, એમ ગણીને તે સદા ગ્રહણ કરવાં જોઈએ. જેને આપણા વિષે સારી લાગણી હશે, તેજ આપણને માઠું મનાવીને પણ આપણું કલ્યાણ કરવા

સુમાર્ગ દરશાવશે. નિરંતર ફોકટનું મીઠું મનાવનારાથી ચેતીને ચાલવું જોઇએ.

ડાઓજીનીઅસ કહેછે કે "તમારા દોસ્તદારોમાં ખુશામતિઆ, અથવા તાડ ઉપર ચડાવનારને ઘણા ભયંકર તથા જોખમ ભરેલા તમે સમજજો." મીઠું મનાવીને માઠું કરનારા તથા દુર્ગુણી માણસોથી સદા સાવધ રહેવું ઘટેછે. સેનિકા કહેછે કે "એવા માણસો સાથે વાતચીત કરવાથી પણ આપણને ઇજા થાયછે. જો કે તેમની વાતથી તરત કાંઈ ગેરફાયદો થતો જણાતો નથી, તોપણ તેનું બીજ આપણાપર રહી જાયછે. અને આપણે તેનાથી દૂર જઇએ છીએ,તોપણ એક મરકીની માફક તે આપણી પાછળ આવેછે."

સ્પેનમાં કહેવત ચાલેછે કે "વરૂઓના સંગતમાં વસશો તો તેમની માફક તમે પણ ભૂંકતા શીખશો."

ઘણા ખરા માણસો દુર્ગુણી માણસના પ્રસંગથી પોતાનો ધર્મ વિસરી જઈ નિંદીત કર્મો કરતાં થાએછે. દુનિઆમાં એક દુર્ગુણની સાથે બીજા કેટલાએક દુર્ગુણોને નિકટનો સંબંધ હોયછે. એટલે એક, પછી બીજો, પછી ત્રીજો, એમ એક પછી એક દુર્ગુણો તેનાપર સરદારી ચલાવવા માંડેછે. તેથી તે મહા દુર્દશામાં ફશી પડેછે.

કેટલાએક માણસો પોતાના વિચારપર મગરૂબ રહી વ્યસની, અને દુરાચારીના દોસ્તી કરેછે. તે એવા વિચારથી કે "બંદા કયાં કાચા છે કે વ્યસની અથવા દુરાચારી પોતાની અસર મને બગાડી શકશે." પણ રે માનવી, તું મિથ્યા અહંકાર છે શા માટે! અરે આંખ ઉઘાડી જરા જો. શાંત થઈ બે ઘડી વિચાર અને

તપાસ કર કે, તારી ધારણામાં તું ઠગાયછે કે નહીં. સારાનું નરતું થતાં જરાપણ વિલંબ લાગતો નથી. નકલ બહુધા નરતાનીજ થાય છે. પણ નરતાનું સારૂં થતાં ઘણો વિલંબ લાગેછે. કદાપિ તું બ્યસન કે દુરાચારથી બચ્યો,(જો કે ઘણે સહવાસે તેમ થવું એ અતિ મુશ્કેલ છે) તોપણ તું નામોશીથી તો બચ્યો નથીજ, એ ખાતરીથી માનજે. કલાલ સાથે બેશી પયપાન કરતાં અને આહિર સાથે રહી મદ્યપાન કરતાં દુનિઆ તારા વિષે શું વિચારશે? ખચીત દુનિઆ તારા વિષે માઠો મતજ બાંધશે, એમાં કશો શક રાખવાનુ કારણ નથી.

ભર્તૃહરિ કહેછે કે 'તપાવેલાં લોઢા ઉપર પાણીનું ટીપું પડ્યું હોય તો તે પાણીનું નામ માત્ર એંધાણું પણ રહેતું નથી. તેજ બિંદુ કમળપત્રપરપડવાથી મોતી સરખું ચકચકેછે, અને તેજ બિંદુ જો સ્વાતિ નક્ષત્રને વિષે છીપના મ્હોડામાં પડેછે, તો તેનું ઉત્તમ મોતી બંધાયછે! માટે અધમ, મધ્યમ, તથા ઉત્તમ ગુણ એ વિશેષે કરીને સંગબળથીજ પ્રાપ્ત થાયછે." A man is known by the company he keeps.

કવિ જ્યોર્જ હરબર્ટની માતા પોતાના પુત્રને વારંવાર કહેતી કે જેવીરીતે આપણા શરીરને આપણે જે પદાર્થ ખાઇએ છીએ તે પદાર્થના રસના ગુણ પ્રમાણે પુષ્ટી મળેછે. તેવી રીતે આપણે જેવી સારી અથવા માઠી મંડળીનું ઉદાહરણ લઇએ છીએ અથવા તેની સાથે સંભાષણ કરીએ છીએ, તેવી મંડળીના જેવા સદ્‌ગુણ અથવા દુર્ગુણ પણ આપણા અંતઃકરણમાં અનાયાસે પ્રવેશ કરેછે."

જ્યોર્જ હર્બર્ટ કહેછે કે—Keep good company and you shall be of the number

સારી મંડળીની સંગત રાખો અને તમે તે મંડળી માંહેલા ગણાશો. "ફ્રિન્સુફ સેન્ટઆંવ કહેતો કે" તમે મને કહો કે તમને કેવા મિત્ર પસંદ છે? તો હું તરત તમને કહું કે તમે પોતે કેવાછો, અને તમારી ચાલ ચલણ, તમારા શોખ અને તમારા ગુણ કેવાછે; તમે હલકા માણસને પસંદ કરોછો? ત્યારે તો તમે હલકા ખવાસના છો; તમે પૈસાદારને ચાહોછો? ત્યારે તો તમે આ જગતની મિથ્યા માયાનો શોખ રાખોછો. તમને મોટી પદવી અને ખેતાબવાળા પુરૂષો ગમે છે? ત્યારે તો તમે ખુશામતિઆ અને ચાપલુસીખો રછો. તમે પ્રમાણીક, બહાદુર ને હિમતવાનને ચાહોછો? ત્યારે હું કહુંછું કે તમે પણ તેવાજ છો."

અજાણ્યા આદમીને તમારા વિષે તૂલના કરવાનો આધાર, તમારા મિત્રો છે. તમારી ચાલ ચલણની ખાતરી કરવા અજાણ્યો આદમી પૂછશે કે, તમારા મિત્રો કોણ કોણ છે? પૂછતાં જો તેને માલુમ પડશે કે, તમારા મિત્રો સદ્ગુણી, હિમતવાન ને પ્રમાણિક છે, તો તેઓ તમને તે પંક્તિમાં મૂકશે. પણ જો તેને એમ જણાશે કે, તમારા સ્નેહીઓ અણઘડ, બેવકૂફ અને દુરાચારી છે, તો બસ.ઘણું કરીને બીજી વધારે તપાસ કરવાનો પોતાનો વિચાર, તે પછી માંડી વાળશે. કારણ કે તમારી નાલાયકી બાબત તમારા મિત્રોની ગેરવર્તણુંક તેના અંતઃકરણની અદાલતમાં મજબૂત શાક્ષી પૂરશે.

આ દુનિઆમાં ચોરે ચોરને, જૂગટીએ જૂગટીઆને, સાચે

સાચાને, જૂઠે જૂઠાને, અફીણીએ અફીણીઆને, દારૂડીએ દારૂડીઆને, કંજૂસે કંજૂસને, ઠગે ઠગને, અને દાતારે દાતારને, સ્વલ્પ સમયમાં સ્નેહ બંધાય છે. જેસાને તેસા મળવાથી તેઓ એકરૂપ થઈ જાયછે. સદ્ગુણીના સંગતથી સદ્ગુણ, અને દુર્ગુણીના સોબતથી દુર્ગુણ દુનિઆમાં સદૈવ વૃદ્ધિ પામેછે. તે વિષે કહ્યુંછે કે—

છપા.

કરે નીચનો સંગ, નીચની બુદ્ધિ આવે,
કરે નીચનો સંગ, સકળ સદ્ગુણો ગમાવે;
કરે નીચનો સંગ, નીચની ભાષા ભાખે,
કરે નીચનો સંગ,નીચની રીતી રાખે,
વળિ નીચ કામ નીચાં કરે, નિચ કહેવાયે ઉંચ જન,
શામળ કહે સંગત નીચની, કોય ન કરશો કોય દન.
પંડિત પંડિત પ્રીત, મૂરખને મૂરખ વહાલા,
રૂડો રૂડી રીત, ચતુર ચતુરાઈ ત્યાં ચાલ્યા;
સુમને વહાલો સૂમ, વહાલ દાતાને દાતા,
જારને વહાલો જાર, ગુણીજનને ગુણ ગ્નાતા;
શૂરાને વહાલા શૂર નર, કાયરને કાયર ગમે;
જશવંત ગમે જશવંતને, શામળ કહે સદા સમે.
મળે ઉંચને ઉંચ, મળે ભંગીને ભંગી,
મળે નીચને નીચ, મળે રાગીને રંગી;
મળે ભગતને ભગત, મળે પાપીને પાપી.

મળે જ્ઞાનિને જ્ઞાનિ, મળે જાપક ને જાપી;
વળિ વ્યસનીને વ્યસની મળે, મળતે મળતા ગુણ મળે,
જ્યમ લવણ મળેછે તક્રમાં, શામળ પય સાકર મળે.

લોકો તમારી સોબતપર મુખ્ય ધ્યાન આપેછે તેનું કારણ એછે કે, મનુષ્ય એ એક અનુકારી પ્રાણી છે, એટલે તે પોતાના દોસ્તમાં જે ચાલ જુએ તે ઘણું કરીને વગર ઢીલે પોતાના મગજમાં ઉતારી, તેને અનુસરીને વર્ત્તે છે. આ પ્રમાણે તમારી યુવાવસ્થામાં ઘણીવાર બનેછે.

એ સઘળાનો સાર એકે દુર્ગુણી માણસથી સદા દૂર નાસવું. તમે તેને તમારો મિત્ર કહોછો, પણ તે તમારો મિત્ર થતો નથી. તેનાથી તમારૂં કલ્યાણને બદલે અકલ્યાણ થાયછે. તે સુખમાં સહાયભુત માત્ર જણાયછે, પણ દુઃખમાં દૂર ખસી જાયછે. માટે દુષ્ટ, દુર્ગુણી માણસને મહા ઝેરી સર્પ સરખો માની તેની સમીપ ન જતાં તેનાથી ડરી ડરીને ડગલાં ભરો. એમ છતાં જો નાલાયક માણસ આવી મળે તો ધીમે રહીને તેનાથી છૂટું પડી જવું. ફ્રેંચ કવિ ચાર્લ્સ બોડલેર હમેશ એકની એક ટોપી પહેરતો હતો, તે લાગટ ઘણા વર્ષો સુધી તેને તેજ વાપરવાથી ઘણીજ કંગાળ દેખાતી હતી. તેનો એક દોસ્ત આ ટોપીના બેડોળપણા ઉપર વારંવાર તેનું ધ્યાન ખેંચતો હતો. પણ બોડલેર તેની જરાએ દરકાર કરતો નહોતો. તેની આ નામાંકિત ટોપીથી રસ્તામાં સઘળા લોકોની નજર તેનાપર ખેંચાતી હતી. અને તેથી તેના આ મિત્રને શરમ લાગ્યાથી અંતે તેણે એક દિવસે તો બોડલેરને એવી ધમકી આપી કે જો તું

"પોતાની ટોપી બદલશ નહીં, તો હું ફરીથી તારી જોડે બહાર ફરીશ નહીં. આ ઉપરથી બોડલેરે હિમતથી જવાબ આપ્યો કે "એ ટોપી હું કદી પણ બદલનાર નથી." તેના મિત્રે તેનું કારણ પુછવાથી તેણે જણાવ્યું કે "એ ટોપી જૂઠા દોસ્તોને હાંકી કહાડેછે. એના મતલબ એકે બોડલેરનો આ મિત્ર, માત્ર નામનોજ મિત્ર હતો. અને તેથી તેને પોતાથી દૂર કરવાને માટે તેણે તેને નહીં ગમતી ચીજ પકડી રાખી હતી.

"દિવસની મધ્યાન પૂર્વની છાયા આરંભમાં ઘણી લાંબી હોય છે, તે પછી તે ઘટતી જાયછે. તથા મધ્યાન્હોત્તરની છાયા પ્રથમ ન્હાની જણાયછે, ને પછી અતિ વધી જાયછે. તે પ્રમાણે ખળ તથા સજ્જનની મિત્રતા છે."

એક વિદેશી વિદ્વાન કહેછે કે—"નાલાયક દોસ્ત આવી મળે ત્યારે તેના મુલાકાતે થોડું જવું, બહુ છૂટથી વાતચીત કરવી નહીં, તથા તેને વિશેષ આદરમાન આપવું નહીં. તે જો પૈસાદાર હોય તો થોડા પૈસા ઉછીના માગવા. પણ આપણે જો પૈસાદાર, અને તે જો ગરીબ હોયતો થોડા પૈસા ધીરવા, એટલે ઘણું કરીને કાસર પતી જશે."

મિત્રાઈ ભંગ કરનારા મુખ્ય ચાર કારણો કહેવાય છે તે આ– પૈસા, સ્ત્રી, કાચા કાન, અને કડવાં વચન.

પૈસાથી દોસ્તીમાં કેમ ખલલ પડેછે, એ આપણે સમજીએ છીએ. એ વાતથી અજાણ માણસ ભાગ્યેજ મળશે. નાણું ઝેર કરાવે છે, નાણું વેર કરાવેછે, નાણું કેર કરાવે છે, તેમજ નાણું

ઝેર પણ કરાવેછે. નાણું નભેદ ગણાય છે ! પ્રતિપક્ષ જોઇએ તો નાણું ઝહેર કરાવેછે, નાણું સ્નેહ સંધાવેછે, અને નાણું ઉત્તમ પ્રકારનું સુખ સંપડાવેછે. અરથાત્ નાણું સુખદા તેમ દુઃખદા પણછે.

નાણાનાં પાપથી કેટલા બધા જાની મિત્રો હમેશને માટે જૂદા પડ્યા છે! નાણાંના પાપથી ઘણા મિલાપી જીવડાઓના મેળાપના કવખતે કાચી વયમાં કારી મોત થયાં છે ! લાલચ એ ઘણી વાર દુઃખપ્રદ છે. લોભ એ પાપનો બાપ કહેવાય છે, તેમાં તલભાર પણ ખોટું નથી.

કાચાકાન—જેઓની વચ્ચે પ્રીતિ પોતાની પૂર્ણ મજબૂતીએ પહોંચી છે, એવાને માટે તો બહુધા નહીં, પણ જેઓની વચ્ચે પ્રીતિનું બંધન શરૂ થયું હોય, તેવા મિત્રો પરસ્પર મળી આનંદ કરતા હોય, તે કેટલાક અદેખાથી ખમાતું નથી તેથી, અને કેટલાક ખટપટ અજમાવી જોવાના ઇરાદાથી એક બીજાને પોતાના ભાઈબંધ વિષે હલકો વિચાર બંધાય, અથવા તેઓને વિષે કાંઈ શક આવે તેમ આડી અવળી વાત સમજાવી, કજીઓ કે કુસંપ, કરવાનો નીચ ઘાટ ઘડેછે. હવે જો આ બન્ને મિત્રમાંથી એક પણ કાચા કાનનો હોયતો અદેખાઓ પોતાની નીચ ધારણામાં ફાવી જાયછે. આવે વખતે ઘટિત છે કે કોઇએ આપણા મિત્ર વિષે શક લાવવા જેવી વાત કહી હોય તે મનમાંન ધુંધવતાં તે વિષે તપાસ કરવી. બનેતો એ મિત્રનેજ વાત પૂછી ખુલાસો મેળવવો. બીજાઓની વાતપર એકદમ વિશ્વાસ લાવવો નહીં. અદેખા લોકોની વાત, વગર વિચારે એકદમ ખરી માની લેવાથી ઘણી ખરાબી થાયછે.

બદ મશ્કરીનું પરિણામ બદ છે. ઘણી મશ્કરી મિત્રાઈને કડવી ઝેર કરી નાખેછે. ઘણા ગમાર માણસો એવા હોયછે કે તેઓ મિત્રાઇનું મૂળ મશ્કરીજ સમજે છે. A bitter jest is the poison of friendship "કડવી મશ્કરી એ દોસ્તીનું ઝેર છે," એ વિષે એક વાત નીચે લખેલી છે.

એક વખતે પાંચ મૂરખ મિત્રો મદ્યપાન કરવાને એક હૉટેલમાં ભેગા મળ્યા. પણ ત્યાંનો મદિરા તેમને પસંદ નહીં પડવાથી તેઓમાંનો એક બોલ્યો કે, યારો, મારે ત્યાં ખૂબ મજેનો દારૂ પડ્યો છે. જો કહોતો લઈ આવું. સર્વે મિત્રોએ તેની માગણી કબૂલ રાખી, તેથી તે ઘેર લેવા ગયો. પછવાડેથી બાકીના ચારે જણે વિચાર કીધો કે, દારૂ લેવા જનાર મિત્ર બીકણછે, તથા રાત પણ અંધારીછે, તેથી આપણે તેને બીવરાવવા તદબીર કરીએ તો ઠીક મજે પડે! તેથી તેમાંથી એક જણ માથામાં શિંગડાં ખોશી, હેવાન બની, તેનાં રસ્તાપર જઇને ઉભો રહ્યો. પેલો મિત્ર જેવો દારૂ લઇ આવતો હતો તેવામાં તે તેને બાઝી પડયો. દારૂવાળા મિત્રને આ બેવકૂફીની કશી ખબર કે ખ્યાલ નહીં, તેથી તેણે પોતાની પાસેની સમશેરના એકજ સપાટાથી આ મૂરખને પેલી દુનિઆ તરફ કુચ કરાવી દઈ હૉટેલમાં ગયો. ત્યાં બાકીના ત્રણ મિત્રોએ તેને પુછ્યું કે રસ્તામાં કાંઈ તર તોફાન હતું કે નહીં? તેપરથી તેણે સઘળો ખુલાસો કરવાથી તેઓનાં મોઢાં કાળાં થઈ ગયાં. ખુશમશ્કરીને વર્જી હદ બહાર જાય તેની આ વલે થાય.

કેટલાક માણસો ઘણીવાર સહેજસાજ કારણને માટે ક્રોધાવેશમાં મિત્રની તરફ કડવાં વચન બોલી જાયછે, તેથી દોસ્તીમાં ઝેર થાયછે. જીભનો જખ્મ સમશેરના જખ્મ કરતાં સો ગણો કારી છે. તે રૂઝાવો પણ મુશ્કેલ થઈ પડેછે. માટે ડપકા અને મશ્કરીને વખતે ઘણી સંભાળ રાખવી તમારા મિત્રોને ખીજવવા "એમ કેમ કીધું?" "તેમ શા વાસ્તે કીધું?" એવા પ્રશ્ન પૂછીને તેમનું દિલ ના દુખાવો. ગુસ્સો આવે તો તરતજ શાંત પાડો. માણસ ભૂલ કરવાને પાત્ર છે. શું આપણે ચૂક નથી કરતા? એમ સમજી વિચારોને શમતા રાખો. મન મારવું. અને મિત્રપાસે કટુ વેણ વદવાં નહીં, કે તેની કડવી મશ્કરી કરવી નહીં. હલકી મશ્કરીમાં ઘણીવાર હસતાનું ખસતું થઈ જાયછે. સામા માણસનો સ્વભાવ જોવો. અને સભ્યતાથી કામ લેવું. તોછડાઈ બતાવવી નહીં.

સ્નેહ થયા પછી ઘણીજ સંભાળ રાખવાની છે. નહીંતર તેમાંથી એક બીજાને લાભ મળવાની આશા રાખી હોયછે, તે આશા હવાઈ બનેછે. ઘણી વાર એમ બનેલું આપણા જોવામાં આવેછે કે જેઓ પરમ પ્રિય મિત્ર કહેવાતા, જેઓની કાયા જૂદી, પણ જીવ એકજ ગણાતો, દહાડામાં દસવાર એક બીજાની ખબર અંતર કઢાવતા, તેઓ કાંઈ સેહેજસાજ કારણથી એક બીજાના કટ્ટા દુશ્મન થઈ પડી, દાવ રાખી, નાહક પોતાના આગલા દોસ્તનું બૂરૂં કરવા દુષ્ટ યોજના અજમાવી જમાને પહેલવાની બતાવેછે, પણ એ ઘણું ધિક્કારવા લાયક છે. કારણ કે જેની સાથે એકા

ઉઠ્યા, હસ્યા બોલ્યા, ખાધું પીધું, સુખ દુઃખની વાતો કરી, વખતે મદદ લીધી અને આપી, એક બાંધવના ગુણ ગાયા તેજ જીભે, સામાની સેહેજ સાજ ચૂકથી કીનો રાખી, પાનને બદલે કોયલા ચાવવા, અને તેનું બૂરૂં કરવામાં મશગુલ થવું ઘટતું નથી.

**भुजंगी**–કરો મિત્રતા તે નહીં કામ મોટું, હરોને ફરો સાથ તે છેક છોટું
કહું ધન્ય જો અંત સૂધી બચાવો, કરો નેહ તો નેહ નિત્યે નિભાવો.

"**अतिसर्वत्र वर्जयेत**" એ મુજબ ઘણી મિત્રાઇમાં વખતે નજીવા કારણથી વિરોધનાં પગલાં સંભળાયછે. ભોજન કરવું એ સુખદ, પણ અતિ ભોજન કરવું એ દુખદ છે. ઉદ્યોગ કરવો એ શરીરને આરોગ્ય કર્તા, પણ અત્યુદ્યોગ કાયાને ક્ષિણ કર્તાછે. "**अति स्नेहः पापशंकी**" એટલે જ્યાં ઘણો સ્નેહ ત્યાં નઠારી વાતનીશંકા આવ્યા વિના રહે નહીં. મિત્રાઇની ગાંઠ બાંધતાં પહેલાં લાંબો વિચાર કરવો, ને લાયક જણાયા પછી થયેલી દોસ્તી નજ તોડવી એ મને ઘટિત લાગેછે. પ્રીતિનો રંગ પાકો જોઇએ. "A friend is not so soon got as lost." દોસ્તદાર જેટલી ઝડપથી જાયછે તેટલી ઝડપથી બીજા પાછા મળતા નથી, માટે સંકટ પડતાં છતાં અને અનેક પ્રકારના અનુરોધ છતાં થયેલા સ્નેહને અવશ્ય નિભાવવો એ ઉત્તમ માર્ગ છે.

**सोरठो**— સર્વ વચન સચવાય, ત્યાં સુધી પ્રીતી ટકે,
ચુક પડ્યે ચૂંથાય, કાચિ પ્રીતની રીત એ.

આ સંસાર એવા છે કે સર્વ વચન પાળવાં એ મહા દુષ્કર છે. હું જાણુંછું કે એવા કોઇ મિત્ર નહીં હોય કે જેણે પોતાના સ્નેહીના સર્વ વચન પ્રેમથી પાળ્યાં હશે. કારણ કે મનુષ્યના વિચારમાં ભિન્નતા રહેલી છે, તેથી કોઇ કોઇ વિષયમાં ઐક્ય થતું નથી. મત ભેદ દુનિઆમાં હમેશ ચાલ્યાજ કરેછે. માટે ઘડિકમાં પ્રીતિ અને ઘડિકમાં અબોલડાં એ કાચી પ્રીતિ કે બાળકની રીતિ છે. સઘળાં વચન સદૈવ ક્યાંથી સચવાય? મોટાં મન વિના મૈત્રી મજબૂત કે દીર્ઘાયુષી થઈ શકતી નથીજ.

દોસ્તને ઉછીના પૈસા આપવા કે નહીં તે વિષે ઉભય મતછે. એક એમ કહેછે કે નાણું ઝેર કરાવે છે, માટે દોસ્તને બીજી સર્વ વાતે સહાય કરવી, શકિત મુજબ બક્ષિસ આપવું હોય તો આપવું, પણ નાણાંની ધીરધાર તો નહીં કરવી. કારણ કે પાછા લેવા જતા વખતે વાંધો પડેછે, અથવા શરમે મંગાતા નથી. બીજો એમ ધારેછે કે—

"જે ટાળેછે તંગી, તેજ આપણો સંગી." આપણા મિત્રને પૈસાની જરૂર પડી, ત્યારે તે આપણને મૂકીને બીજે કયાં લેવા જાય? આપણો મિત્ર છતાં આપણે તેને ન આપીએ ત્યારે તેને બીજો કોણ આપે? તેના પ્રમાણિકપણા તરફ આપણે શકની નજરથી જોઈએ, ત્યારે બીજા કેમ ન જુએ? મતલબ એ કે મિત્રની તંગી બનતા સુધી આપણે પોતેજ ટાળવી જોઇએ. પહેલાના મત ઉપરથી સાબિત થાયછે કે, તેમની દોસ્તીનો પાયો કાચો છે, તેમની દોસ્તી અંતરના નહીં. પણ ઉપર ઉપરની છે, અથવા તેમને પો-

તાના મિત્રનો વિશ્વાસ નથી, કે તેઓ ફકત સ્વાર્થ સુધીજ સગાઇ રાખે એવા ઉપર ટપકેના એકલપેટા માત્ર નામનાજ મિત્રો છે. નાણાં લેનારે બનતા સુધી લીધેલી રકમ જેની તેને વેળાસર ભરી આપવી જોઇએ. પણ દોસ્તને પૈસા કદી નજ ધીરવા, એ વિચારને હું મળતો થતો નથીજ, એટલુંજ નહીં પણ તેને હું ધિક્કારી કહાડું છું.

પ્લીની નામે ઉદાર પંડિતે પોતાના એક મિત્રને કરજની આડીમાં ડૂબતો જોયાથી તેનો સઘળો વહીવટ પોતે તપાસી, તેના તમામ લેણદારોને બોલાવી, મિત્રનું કરજ ફીટાડી, પોતે પોતાના મિત્રનો માત્ર એકલોજ લેણદાર થયો. હવે વાત એવી બનીકે પ્લીનીનું દેણું પતવ્યા અગાઉ પેલો મિત્ર મરણ પામ્યો. પછી તે કરજદાર મિત્રની શાણી પુત્રીએ પ્લીની પાસે આવીને વિનતિ કીધી કે— "આપના લેણા બદલ મારા બાપની જે કાંઇ માલ મિલ્કત છે, તે આપને સ્વાધિન કરો." પણ આ ઉદાર મિત્રે તે માગણી ઉપકાર સાથે ના કબૂલ કીધી. અને તે પુત્રી પરણી ત્યારે ઉલટી એક નાણાની મોટી રકમ પહેરામણીમાં આપી! ધન્ય છે પ્લીની, તારી સખાવત, અને સાચી પ્રીતિને!

**મનહર**— નારીની નિરીક્ષા થાય નિર્ધન દશામાં નિત્ય,
સારી કે નઠારી તે જરૂર ત્યારે જાણીએ;
વિદેશમાં થાય વિદ્વાનની વિદ્યાનું મૂળ,
વિદેશમાં જાય વિદ્વાનને વખાણીએ;
વિપત્તિ વેળાએ વરતાય સગપણ સ્નેહ,

સગાં સ્નેહી ખરાં ખોટાં પ્રત્યક્ષ પિછાર્ણીએઃ
દુખમાં સ્નેહી તે સ્નેહી સુખદા સજ્જનગણો,
સુખમાં સ્નેહી તે સ્નેહી પૈસાનો પ્રમાણીએ.

મિત્રની હયાતીમાં મદદ લેવી દેવી એ સાધારણ વાતછે, પરંતુ મિત્રના સ્વર્ગ વાસ પછી તેના ઘરની સંભાળ લેવી, ને પોતા. મરહુમ મિત્રની કીર્ત્તિ અમર કરવા યત્ન કરવો એ કામ સ્તુત્ય છે. એવી ફરજને વળગી રહેનારને આ દુનિઆમાં જશ મળેછે, અને એવા માણસને પોતાનો મિત્ર કરવાને ભલભલાનું દિલ આકર્ષાય તો તેમાં કશું અજાયબ થવા જેવું નથી.

ददातिप्रतिगृहणाति गुह्यमाख्यातिपृच्छति
भुंक्तेभोजयतेचैव षडविधंप्रीतिलक्षणं

**અર્થ**—પોતાના મિત્રને કોઇ પદાર્થ જોઇએ, તે આપણી પાસે હોયતો આપવો, તથા તેની પાસે હોય અને આપણે જોઈએ તો તે લેવો. છાની વાત એક બીજાની કહેવી અને સાંભળવી, તેને ઘેર જમવું ને પોતાને ઘેર જમાડવો એ છ પ્રીતિનાં લક્ષણ છે.

મિત્રાઇ જોડાયા અવલ વિશેષ આદરમાન આપવું. પરંતુ મૈત્રિની ગાંઠ પૂર્ણ મજબૂતીએ પહોંચ્યા પછી લખવા બોલવામાં માન આપવાની ટાપટીપ કરી હોયતો તે કપટમાં ગણાયછે. તેથી તેની કાંઈ જરૂર નથી. અતિશય માન આપવાથી ઠગાઇ અથવા થોડી પ્રીતિ હોય એમ અન્યને જણાઇ આવેછે; માટે જોઇએ તે કરતાં વધારે માન પાન આપવાથી દૂર રહેવું. મશ્કરાખોર થવું નહીં;

જે મિત્ર આપણાપર અતિશય મમતા રાખતો હોય તેને અ-જાણ માની તરછોડી નાખવો એ મહા પાતક છે. સબબ માત્ર ભાવનોજ ભૂખ્યો, તે મિત્ર દુર્દૈવ માની પોતાના હૃદયમાં અત્યંત સંતાપ પામે છે. જેઓ પદ્વી વા સંપતિથી મદાંધ થઇ, આધિન મિત્રની સંયોગે સમાગમથી, અને વિયોગે પત્રથી, સાંત્વના રૂપ સેવા કરતા નથી, તેઓ અન્યના અંતઃકરણમાં ગ્લાની ઉત્પન્ન કરનાર નિર્દય રાક્ષસ છે. પ્રીતિની રીતિ એવી દુષ્કર છે કે, જેનાપર મોહ લાગ્યો છે. તે ધિક્કાર દ્રષ્ટીએ નિહાળે, અપમાન કરે, તે છતાં તેનાપર અભાવ ઉત્પન્ન થતો નથી, તથાપિ પરિતાપ બમણો થાયછે.

"ડૉક્ટર જોનસન કહેતો કે" જે માણસ બીજાઓના સારા ગુણોને વાજબી રીતે વખાણે તેના ઘણા મિત્રો થાય. કેમકે જેનું દિલ મોટું અને ઉદાર હોય, જે ખરૂં બોલવાને અચકાતો નહોય, અને જેઓમાં બીજાના સારા ગુણો પારખવાની શક્તિ હોય તેજ એમ કરી શકે."

જો વિવેક સાલસાઈ તથા પરોપકાર કરવાની વલણથી ચાલ્યા હોઇએ તો ઘણા લોકને આપણા વ્હાલા મિત્રો બનાવી શકાએ. મિત્રનું મંડળ મોટું રાખવું જોઇએ. એક જાણીતો લખનાર કહે છે કે—"મે વારંવાર વિચાર કીધોછે, કે જ્યારે ઘણાખરા લોક લાંબી ઉંદગીમાં ગુજારવાને ખાયે શમંદ હોયછે, અને ઉમેદ પણરાખેછે, ત્યારે તો પોતાના મિત્રોની સંખ્યામાં જાથુકનો વધારો કર્યા જવું, એ ડાહપણ ભરેલું ગણાય. તેથી જે મિત્રની (મરણથી) ખૂટ પડે તે બીજા નવાઓથી પુરાતી આવે."

આપણે નમ્ર ને નિષ્કપટી છીએ, અને મિત્રના દુઃખનું નિવારણ કરી, તેમનું સુખ વધારવા કૃપાયુક્ત અંતઃકરણ રાખીએ છીએ, એવું જો બીજાઓને માલૂમ પડશે તો આપણે મિત્ર વિનાના રહીશુંનહીં.

આગળના વખતમાં રોમ શેહેરમા "સીપીઓ" નામનો શુરો સરદાર હતો, અને "લેઇલીઅસ" નામનો એક ડાહપણવાળો ફીલસુફ હતો. તેઓ બન્ને સરખી ઉમરના હતા. અને એક એકના દીલોજાન દોસ્ત થયા હતા. એમની દોસ્તીનો પાયો ઘણો મજબૂત હતો. તે વિષે "લેઇલીઅસ" પોતે અસરકારક ભાષામાં નોંધી ગયેલ છે, તે અત્રે નોંધી લેવા લાયક છે. "મને પરમેશ્વરે જે કાંઇ બક્ષિસ કરી છે, તે સર્વેમાં ઉત્તમ બક્ષિસ, સીપીઓની દોસ્તીનું સુખ છે. મેં કદી પણ સીપીઓને જરા પણ દુઃખ લગાડેલું મને યાદ નથી. અથવા મને ખુશી નહીં ઉપજે એવું એક પણ વચન તેના મુખમાંથી કદી નીકળ્યુંનથી. અમારૂં એકજ ઘર હતું, જમવાની ટેબલ પણ એકજ હતી, અને બન્નેનો ખરચ એકઠો ચાલતો, કે જે ખરચમાં કરકસર કરવાની અમારી બન્નેની ખુશીહતી. લડાઈમાં, રાજપાટમાં, મુસાફરીમાં કે મોજ શોખમાં અમે બન્ને સરખા ને સાથે જ હતા. પોતાનાં જીવ સાથે વળી એક બીજો જીવ આપણને મળેલો હોય એ કેવાં સુખની વાત છે! આપણી છૂપી વાતો સાંભળનાર પોતાના ઉપરાંત એક બીજો જીવ મળી આવે એ કેવાં સુખની વાતછે? જો આપણાં સુખ અને ખુશીમાં ભાગ લેનાર બીજું કોઇ નહીં હોયતો આપણને સુખમાં એટલો સ્વાદ પણ લાગે! પણ વળી ગરીબાઇમાં આપણો ભાગીદાર થાય, એવા એક સાચા દોસ્ત-

થી ગરીબાઇનું દુઃખ કેટલું ઓછું થાયછે! મને સીપીઓની દોસ્તી બાંધવામાં કાંઇ ગરજ નહીં હતી. અથવા સીપીઓ કશી રીતે મારો ગરજાઉ નહીં હતો. અમોને એક એકના ગરજાઉ રહેવાનો કશો સબબ પણ નહીં હતો. હું તેને વળગી રહ્યો તે એટલાજ માટે કે તેના ભલા ગુણો વિષે હું ઘણું માન ધરાવતો હતો. અને સીપીઓ મને વળગી રહ્યો તે એટલા માટે કે મારી ચાલ ચલણ એને પસંદ હતી. અમે પોતે પોતાના લાભને માટે નહીં, પણ એક એકની પસંદગીને માટે દોસ્ત થઈ રહ્યા હતા."

મિત્રને મદદ કરવામાં હાથ મોકળો રાખવો. કંજુસાઇ કરવી નહીં. પોતાને થોડું નુકશાન જતાં છતાં મિત્રને ફાયદો થતો હોય તો તેમ કરવું. ક્રોધમાં આવી કડવાં વચન કથવાં નહીં. મિત્રની ચૂક થઇ હોય તો ગમ ખાવો. અને તેને શબ્દ ડામ આપવા નહીં. એક ગરમ થાય ત્યારે બીજાએ નરમ થઇ જવું. મિત્ર તરફ ઢીલી દોરી રાખવી. "હું કદી ભૂલુંજ નહીં" એમ અભિમાન ધરવું નહીં. મિત્રના બોલવાપર વિચાર કરવો. મિત્ર આગળ સ્વપ્રશંસા કરવી નહીં, તેમજ તેની અધિક સ્તુતિ કરી તેને ચડાવવો નહીં. હળી મળીને રહેવું. જે ઘડી આનંદમાં જાય તેજ આપણી છે. એક બીજાના ચૂક ગણીને ગાંઠે બાંધશો નહીં. ભૂલ ચૂક ભૂલી જજો, અને ઉપકાર અંતરમાં કોતરી રાખજો. કાઇની સાથે દોસ્તી તૂટે તોપણ તેની ખાનગી વાતો ખુલ્લી કરશો નહીં, કરશો તો તમે તમારો બોજ ખોશો, અને પછી તમારો કોઇ વિશ્વાસ કરશે નહીં. મિત્રાઇ તૂટે તો ભાવિભાવ ગણી મન વાળજો. લેણ દેણ લેવી દેવી છે, પૂર્વના સંચિત

હોયકે તોજ એ મહા રત્ન મેળવાય છે. મિત્ર તરફ મોટું મન રાખજો. નાણાં સંબંધી કામ પાડો તો હિસાબ બરાબર નોંધજો. તે આપણો કાંઇ અપરાધ કરી પસ્તાય તો તે વાત તરત જતી કરજો. તેમના સાથે બહુ ગંભીર સ્વભાવ રાખજો. અંતઃકરણ નિર્મળ રાખી પ્રિય મિત્ર સાથે પ્રમાણિકપણાથી વર્તવું. કોઇ પણ વાતનો અતિશય તંત કરવો નહીં.

**દોહરો**—તંત અતી નવ તાણિએ, થાય હરણનું હર્ણ;
મમત મકોડો નવ મુકે, માટે પામે મર્ણ.

સદા સર્વદા મન નિક્રોધી ને પરગજુ રાખવું. પોતે પવિત્ર રહી સદાચરણથી ચાલવું. સર્વનું યથાશક્તિ ભલું કરવું. નમ્રતા રાખીને સર્વને સવિનય નમતાં રહેવું, એટલે મિત્રની ખોટ રહેશે નહીં, સેંકડો સંગી થશે

**દોહરો**—સદા હૃદય મન રાખવું. સાગર સમ ગંભીર,
આવી મળશે બહુ નહીં. સેજે સમજે વીર.

હે જગન્નાયક, હે ભક્ત વત્સલ, હે સર્વાન્તરયામી પ્રભુ' મ્હારા સ્વદેશી બંધુઓમાં સન્મતિની પ્રેરણા કર. અને તેઓની અરસપરસ મિત્રતા વૃદ્ધિ કરીને સુખશાન્તી આપી દેશસુધારાનાં કાર્યો કરાવ—! તથાસ્તુ.

**દોહરો**—પ્રાણી સૌને પરસ્પર, પૂરણ વધજો પ્યાર;
દોસ્ત સરવના એક દિલ, કરજે જગ કર્તાર.



# आश्रयपत्र.

નીચે લખેલા ગૃહસ્થોએ અગાઉથી આશ્રય આપ્યો છે, તેમનો તથા સાહિત્યની કવિતા રા. વલ્લભદાસ પોપટ તથા રા. પ્રતાપરાય શિવલાલ, એઓએ ખાસ બનાવી મોકલેલ તેમનો પાડ માનવાની મારી ફરજ અદા કરૂં છું. મુખ્યત્વે કરીને મારા કચ્છી, કાઠીઆવાડી, અને ગાયકવાડી રાજ્યમાં વસતા સ્નેહીઓ, મારા પુસ્તક, અને ચોપાનીયાં વગેરેનો અધિક ફેલાવો કરવામાં અમિત થાય છે, તે બાબત તેમનો દીલોજાનીથી પુનઃ આભાર માનવાની રજા લઉં છું.

### અંજાર.

૧૧ રા.રા. દયાશંકર શામજી તાલુકા સ્કૂલ માસ્તર મારફત.
૧ રા. દયાશંકર શામજી.
૧ રા. કાશીરામ પુરૂષોત્તમ.
૧ રા. સુંદરજી જાડાભાઈ.
૧ રા. દલપતરામ જેઠાભાઈ.
૧ રા. શામજી દેવજી.
૧ રા. સોમીર જાફર.
૧ રા. વજેશંકર લાલજી.
૧ સલાટ. ગોકળ નાનજી.
૧ રા. રંગીલદાસ પ્રજારામ.
૧ રા. દયારામ કૃષ્ણદાસ.
૧ પંડ્યા. કુંવરજી મેઘજી.
૧ દવે ગોકળજી હરજીવન.
૧ ભટ્ટ. પ્રાગજી હરિ.

### અમદાવાદ.

૨ ગા. હરજીવન સુંદરજી.
૨ રા. દેવજી કુંવરજી.
૨ રા. બળવંતરાવ દફ્તેદાર.
૨ રા. મણિલાલ મગનલાલ.
૧ શેઠ. કેશવલાલ છોટાલાલ
૧ રા. શંભુપ્રસાદ બેચરદાસ
૨ નેકનામ વખતસિંહજી, ઇલોલ
૧ રા. દામોદરદાસ ઘેલાભાઈ.
૧ મનોરભાઈ ત્રિકમદાસ.

### ઉમરડા.

૨ રા. પરમાનંદદાસ મોતીરામ.
૧ રા. ચીમનરાવ ત્રિંબકરાવ.
૧ રા. અજીમબેગ કરીમબેગ.
૧ રા. ગોવિંદજી દુલભજી.

### કણ્ડોલ.
૨ રા. સાંકળચંદ ગોવિંદલાલ.
૧ રા. છોટાલાલ નથુભાઈ.
૧ રા. જુઠાલાલ ઉજમશી.
૧ શેઠ. સૌભાગ્યચંદ હકમચંદ.

### કુંથારીઆ.
૧ મેહેતાજી. નથુ નાનજી.
૧ રા. ભીમજી વશરામ.
૧ રા. રાણા ભીમા બાપા.
૧ રા. કાનજી જીભાઈ.
૧ રાવળ. લીલાધર મેઘજી.
૧ વસનજી સવજી, કાલાવાડ.
૧ માસ્તર હરજીવન, કરાંચી.
૧ ઘોરીભાઈ વાઘજીભાઈ, કાસર
૨ રા.કેશવલાલ ગોવિંદરામ દેરાસરી કપડવંજ.

### કંદોરણા (જામ)
રા નાનજી પનજી મારફત.
૧ મેહેતાજી. નાનજી પનજી.
૧ રા. ગોરવધન રાઘવજી.
૧ રા. ગવરીશંકર જાઠા.
૧ રા. ધરમશી કુરસનજી.

૧ દેશાઈ. બાવા મોતીચંદ.
૧ શેઠ. કલ્યાણજી ઝીણાભાઈ.
૧ પટેલ. ડાહ્યા જેઠા.
૧ રા. દલપતરામ નરભેશંકર.
૧ પરમાનંદ કાનજી.
૧ મિ.મોરારજી દેવરાજ.

### કરકથળ.
૧ મિ. હરગોવિંદ મોતીરામ.
૧ મિ. કુંવરજી મલુકચંદ.
૧ મિ. પરભુદાસ ગિરધર.

### ખંભાળીઆ.
રા. રા. લાલજીભાઈ પીતાંબર મારફત.
૧ રા.રા. લાલજીભાઈ.
૧ રા. ગોરજાશંકર નરભેશંકર.
૧ રા. ભુલાશા મલજી.
૧ રા. નથુભાઈ ભીખ.
૧ રા. શંકરપ્રસાદ ભવાનીશંકર.
૧ રા. અંબાશંકર પ્રાણશંકર.
૧ રા. જેશંગ મોતીચંદ.
૧ રા.રણછોડ ખીમજી.
૧ રા. ગોરજાશંકર વાસણજી.
૧ રા. મૂળજી કિલાણજી.

### ખેરાળુ.
૨ રા. ટોકરલાલ છગનલાલ.
૨ શેઠ. ખીમચંદ વીરચંદ.
૧ રા. બાલાભાઈ ત્રિભોવન.
૧ રા. મણિલાલ ભાઈલાલ.

### ખંભાળીઆ.
૧ રા.રા. નરભેરામ ગોપાળજી.
૧ રા. રાજારામ ગોપાળજી.
૧ ધર્મવાડા લાઈબ્રેરી.

### ખેરવા.
૧ રા. ઉમેદભાઈ લલ્લુભાઈ.
૧ શેઠ. રણછોડલાલ બાલચંદ.

૧ શા. ચુનીલાલ વર્દ્ધમાન.

**જુનાગઢ**

રા. ગોવિંદજી નાનજી મારફત.
૨ રા. ગોવિંદજી નાનજી.
૧૦ ઠક્કર પ્રેમજી.
૧ રા. જગજીવન પુરૂષોતમ.
૨ રા. ઉમિયાશંકર દુર્ગાશંકર.
૧ રા. પ્રભુદાસ ગોકળદાસ.
૧ રા શ્રીરંગધર મૂળશંકર.
૧ રા. રૂપશંકર ઉદયશંકર.
૧ રા. જટાશંકર ધનજીભાઈ.

**જાફરાબાદ.**

૧ રા. નથુરામ પીતાંબર.
૧ રા. અમરજી પ્રાણજીવન.
૧ રા. જગમોહનદાસ.
૧ ડા. રૂગનાથ સુંદરજી-જોડીઆ
૧ ચુનીલાલ છોટાલાલ, ઝાલોદ.
૧ જેશંકર કાળિદાસ, ટંકારા.
૧ મોનજી મથુરાદાસ, જોડીઆ

**ટીકર.**

રા. મૂળશંકર કેવળરામ દવે, સ્કુલ માસ્તર મારફત.
૧ રા. મૂળશંકર મેહેતાજી.
૧ ડા. વલમજી ચાંપશી.
૧ ડા. અલી બાલજી.
૧ દોશી. દામોદર જીવણ.
૧ ડા. ગોવિંદજી ત્રિકમ.
૧ મેતા. ધારશી લક્ષ્મિચંદ.
૧ મેતા. ન્યાલચંદ ગણેશ.
૧ દેવરાજ નારાયણ.
૧ બાવા રામજી મેહેતા.
૧ મેતા. મયારામ મંગળજી.
૧ મે'તા ગંગારામ હંસરાજ.
૧ ડા. દેવચંદ રતનશી.
૧ ડા. રાઘવજી કરસનજી.
૧ પટેલ શિવલાલ પીતાંબર.
૧ મિ૦ વખતચંદ મોતીચંદ.
૧ મહાદેવ પટેલ.
૧ બાવા દેવજી વ્યાસ.
૧ ઠક્કર પોપટ ધનજી.
૧ તારભાઈ ખોજા.
૧ મેતા વલમજી મહાદેવ.
૧ ઠક્કર ડાહ્યા લધા.

**ટીંમણા.**

૧ શાહ ચત્રભુજ શંગજી.
૧ હરજીવન ગોગેશજી.
૧ ઝાલા નહારસિંહજી.
૧ ઝાલા કરસનસિંહજી.
૧ ઝાલા ખુમાનસિંહજી.
૧ રા. દયાશંકર હાથીરામ, તેરા.

**તળાજા.**

કારકુન ત્રિભોવનદાસ ગોવરધનદાસ મારફત.
૧ રા. ત્રિભુવનદાસ.
૧ સોની ભાણજી સગાળ.
૧ મિ. હરગોવિંદ નથુરામ.
૧ મેતા પ્રેમજી વહાલજી.
૧ દવે મયારામ પ્રેમજી.

૧ રા, બાપજી પીરારાવ.
૧ મોદી કેશવજી ગોપાળજી.

**દેશલપુર. કચ્છ.**

રા. રા. મોરારજી અજરામર— સ્કુલ માસ્તર મારફતે.
૫ મેહેતાજી મોરારજી.
૫ શેઠ લાલજી ચાંપશી
૫ શેઠ સોજપાળ પદમશી.
૧ શા. રવજી સોમાયા.
૧ રા. રવજી વિસનજી.
૧ રા. મેઘજી પુંજાભાઈ,રવ.
૪ રા. રા. મોહનલાલ જયસિંહ ભાઈ. દસાડા.
૨ રા. મોરારજી માવજી,દાત્રાણા
૧ રા. રામકૃષ્ન મનસુખરામ. દેવગઢ બારીઆ.
૧ રા. જગજીવનદાસ ત્રિકમ.

**ધ્રાંગધરા.**

મિ. ડામર ફુલચંદ મારફતે.
૧ મિ. ડામર ફુલચંદ.
૧ ગાંધી ડામર જેઠીદાસ.
૧ ભટ્ટ કાળીદાસ કરસનજી.
૧ મિં વિઠ્ઠલજી મહાદેવ.
૧ ધનેશ્વર નર્મદાશંકર
૧ જમીઅતરામ દેવશંકર.
૧ ગોવિંદભાઈ ભવાનભાઈ.
૧ છગનલાલ સાંકળચંદ.
૧ મગનલાલ સાંકળચંદ.
૧ મેતા દેવશી જેઠાભાઈ.
૧ મી. અમીચંદ નથુભાઈ.
૧ મી. રઘુરામ પ્રભાશંકર.
૧ છગનલાલ બાળમુકુંદ.
૧ પારેખ ઓઘડ વીરચંદ.
૧ શા. ગોકળદાસ લાલચંદ.
૧ ઓઘડલાલ રામકૃષ્ન.
૧ પારેખ પોપટ ગાંગજી.
૧ મિ. કેશવલાલ રેવાશંકર.
૧ બાવસાર અમીચંદ નથુ.

**ધરમપુર.**

૨ મહારાણાશ્રી બળદેવજી.
૧ ડા. મણિરામ કુબેરદાસ.
૧ છોટાલાલ ખેતશી ધોરાજી.

**દામનગર.**

રા. ઉમિયાશંકર હીરાશંકર કલાર્ક મારફત.
૫ રા. ઉમિયાશંકર.
૧ રા. કપુરચંદ હરજી.
૧ રા. અચરતલાલ—ધારી.
૧ રા. પરમાનંદ—ધારી.
૧ કારકુન હીમતરામ—ધારી.
૧ રા. ગોપાળ રાયજી—ધારી.
૧ રા. નરભેશંકર—ધારી.

**નવાનગર.**

રા. હરજીવન રૂપશંકર મારફત.
૨ અરદેસર તેહેમુલજી.
૧ ઉદયશંકર દોલતરામ.
૧ ચત્રભજ રેવાશંકર.
૧ મિ. ગૌરધરલાલ.

૧ નવલશંકર.
૧ દુર્ગાશંકર જેશંકર.
૧ ખત્રી ડોસા દેવચંદ.

નાંદોદ.

૨ નાંદોદ સ્ટડિંગ એફિસ.
૧ રા. નર્મદાશંકર કેશવરામ.
૧ જમીઅતરામ ઘેલાભાઈ.
૧ દામોદર નંદલાલ.
૧ રા. ઘેલાભાઈ પુરૂષોતમ, નીરમાલી સ્કૂલ માસ્તર.

પત્રી કચ્છ.

૨૧. રા. દયારામ તુળશીભાઈ સ્કૂલ માસ્તર મારફત.
૧ મેહેતાજી દયારામ.
૧ વોરા દેવજી હીરાચંદ.
૧ ગાંધી ઠાકરશી હરખચંદ.
૧ ગાંધી લધા કુંવરજી.
૧ શા. ભીમજી પુરૂષોતમ.
૧ રા. લધાભાઈ ધનજી.

પલસાણા.

૨ દેશાઈ ઝીણાભાઈ અમૃતરામ.
૧ રા ઝીણાભાઈ અમૃતરાય.
૨ લલ્લુ કાળિદાસ, પાદરા.

પાટણ.

૧ રા. ખેતચંદ ભાઈચંદ.
૫ રા. દશરથલાલ ગંગારામ.
૩ રા. કૃષ્ણારામ જયંતીરાય.
૧ ધીરજલાલ હરકીસનદાસ. પ્રાં.
૧૦ પરિખ ગોરધન લાલાભાઈ, પેટલાદ.

બગસરા ૪.

૧ રા. મયારામ રઘુરામ.
૧ શેઠ માણેકચંદ રાઘવજી.
૧ શા. મંગળચંદ ઝવેર.
૧ મિ. રાયચંદ ગોપાળજી.
૧ બેટ વાંચનશાળા
૧ ગોકળદાસ મૂળજી, લાઇબ્રેરીઅન, બેટ વાંચનશાળા.
૧ રા. નાગજીભાઈ, બજાણા.

મહુવાબંદર.

૨૧. મૂળચંદ ત્રિકમ લાઇબ્રેરીઅન મારફત.
૨ દાદાભાઈ ખરસેદજી.
૨ મેહેતા મૂળચંદ ત્રિકમ.
૧ રા. માધવદાસ ત્રંબકદાસ.
૧ જમનાદાસ નારણદાસ.
૧ ગાંધી પ્રાગજી પદમશી.
૧ વીઠલદાસ પરમાનંદદાસ.
૧ ગાંધી ચકુ વશરામ.
૧ પારેખ નરોતમ મકન.
૧ મિ. પુરૂષોત્તમ હરખજી.
૧ ખોજા હસનઅલી મૂળજી.
૧ વકીલ નાનજી મહમૂદ.
૧ મિ. મોહનલાલ ઓધવજી.
૧ દોશી ગંગાદાસ જાદવજી.
૧ ગાંધી ભોગીલાલ માવજી.
૧ રા. મોરારજી જેશંકર.
૧ ખોજા અલીભાઈ વાલજી.
૧ મેતા જાદવજી ગોપાળજી.
૧ ખોજા કાજલ પ્રધાન.

૧ સોની નારણ મામૈયા.
૧ રા. કેશવલાલ ડાહ્યાભાઈ.
૧ મિ. કેશવજી ડોસા.
૧ મહુવા નેટીવ લાઇબ્રેરી.
૧ શેઠ મનજી નથુભાઈ.
૧ શેઠ રામજી જીવાભાઈ.
૫ શેઠ. મોહનલાલ ત્રંબક.

**સિહોર.**

૧ હરજીવન મગનલાલ.
૧ અંદરજી છગનલાલ.

**મૂળી.**

રા. ઠાકરશી માણેકચંદ મારફત.
૧ શા. નથુ શવજી.
૧ શા. ઠાકરશી માણેકચંદ.
૧ શા. ત્રિકમ સોમચંદ.
૧ શા. મોહનલાલ ઓધવજી.
૧ શા. ભલુ હરજીવન.
૧ શા. નાનચંદ જીવરાજ.
૧ શા. સૌભાગ્યચંદ પ્રેમચંદ.
૧ ખવાસ મેરૂ સવજી.
૧ રા. કાહાનજી દલુરામ.

**મોરબી.**

રા. ફુલચંદ હીરાચંદ મારફત.
૫ રા. ગુલાબચંદ હાકેમચંદ.
૧ મિ. ફુલચંદ હીરાચંદ.
૧ રા. ઉમિયાશંકર ફુલચંદ.
૧ મેહેતા વાઘજી ભીમજી.
૧ મેહેતા કાનજી જગજીવન.
૧ મિ. પુરૂષોત્તમ નારણજી.
૧ મિ. ખીમચંદ એતશી.

**જેતપુર, તાબે મોરબી.**

૧ ગોકળજી પ્રાણજીવન.
૧ કલ્યાણજી દયાળજી ભટ.
૧ કાળિદાસ રણછોડ જોશી.
૧ કાળિદાસ દયાળજી ભટ.

**મુંબઈ.**

૨ મેરાઈ ગોવિંદ ડોસા.
૨ મેરાઈ જીવરાજ કુંમેર.
૨ ખત્રી હીરજી લાલજી.

**માંડવી-કચ્છ.**

૧૦ વકીલ સેજારામ રામકૃષ્ણ.
૧ દવે જીવરામ હરિશંકર.
૧ દવે ગોકળજી હરજીવન.

**મુંદ્રા. કચ્છ.**

૧ મે. મેઘજી જતુભાભાઈ.
૧ શેઠ રામજી ડોસાભાઈ.
૧ રા. મોતીલાલચુનીલાલ અમદાવાદ

**ભુજ-કચ્છ.**

૫ રા. બા. મણિભાઈજશભાઈ.
રા. ભવાનજી હરિદાસ મેહેતા મારફત. (૧૨)
૧૦ રા. ભવાનજી હરિદાસ.
૨ રા. ઉમિયાશંકર લક્ષ્મિદાસ જોશી
રા. હીરજી ભગવાનજી—હેડમાસ્તર સાહેબ મારફત. (૮)
૧ રા. હીરજી ભગવાનજી.
૧ મિ. જટાશંકર ભવાનીશંકર.
૧ ખોજા રાસીદ અલીદના.
૧ મિ. ગુલાબશંકર અરાશંકર.
૧ મિ. નરભેશંકર અંબાશંકર.

૧ મિ. જટાશંકર જગજીવન.
૧ મિ. મણિલાલ મગનલાલ.
૧ ખોજા શીરમહમૂદ લધા.
૧ મિ. ગોવરધનદાસ પ્રભુજી.
૧ મિ. લક્ષ્મિદાસ હરજીવન.
૧ મિ. જદુલાલ મોહનલાલ.
નાગર હિતેચ્છુ બાળ મંડળીના સેક્રેટરી મારફત (૬)
૨ મિ. ભગવાનલાલ લધુભાઈ.
૨ વોરા દુલેરાય દલપતરામ.
૧ રા. તાપીશંકર શિવદાસ.
૧ રા. દુર્લભદાસ કળપાણજી.
૨ મિ. પ્રાણલાલ નરોત્તમદાસ કાપડીયા, ભરૂચ.
૨ મે. કરસનજી પીતાંબર, ભા.

**ભાવનગર.**

૫ રા.રા. હરીપ્રસાદ સંતોકરામ.
૧ નાળબંધ ગુલામહુસેન જમાલ.
૧ શા. હરિચંદ છગનલાલ.
૧ શેઠ કેખુશરો રૂસ્તમજી.
૧ રા. ચુનીલાલ પુરૂષોત્તમ.
૧ શા. જગજીવન ધરમચંદ.
૧ શા. જગજીવન કસ્તુર.
૧ શા. હરજીવન પુરૂષોતમ.
૧ શેઠ ગંભીર ગુલાબચંદ.
૧ સંઘવી નેમચંદ લલ્લુ.
૧ શા. પોપટ શિવલાલ.
૧ મિ. ગીરજાશંકર હરિશંકર.
૧ ઓઝા ગીરધર પીતાંબર.
૧ ગરાસીઆ રામસિંહ ઝીણા.
૧ મિ. છોટાલાલ ગીલા.

**ભાઈલી.**

૧ મે. અનુપરામ રવિદત્ત.
૧ રા. વ્રજલાલ ઓધવજી.

**મોટા વડાળા.**

૧ રા. જાદવજી જેકૃષ્ણ.

**રાંધણપુર.**

૮ રા. ગોવરધનદાસ ધરમચંદ, તાલુકાસ્કુલ માસ્તર.

**રાજકોટ.**

૧ વકીલ જાદવજી વાલજી.
૧ રા. લક્ષ્મિશંકર જાદવજી.
૧ રા. કાહાનજી નથુભાઈ.
૨ પંડ્યા શામળ લલ્લુભાઈ.
૧ વકીલ કાળિદાસ જેઠાભાઈ.
મિ. પુરૂષોત્તમ લલ્લુભાઈ સ્કૉલર ટ્રેનિંગ કૉલેજ મારફત.
૧ મિ. પુરૂષોત્તમ લલુભાઈ.
૧ મિ. કીરચંદ મૂળજી.
૧ મિ. બેચર વિક્રમજી.
૧ મિ. જગન્નાથ ઉમિયાશંકર.
૧ મિ. હીરાલાલ રણછોડ.
૧ મિ. દલીચંદ કરમચંદ.
૧ મિ. નંદલાલ કાળિદાસ.
૧ મિ. નારણજી મૂળજી.
૧ મિ. લક્ષ્મિચંદ કપુરચંદ.
૧ મિ. હરીશંકર મોતીરામ.
૧ મિ. દેવજી માધવજી.
૧ મિ. મૂળજી પીતાંબર.
૧ મિ. ફુલચંદ ભગવાનજી.

૧ મિ. ઈશ્વરલાલ ત્રંબકલાલ.

**રંગુન.**

પારેખ વાઘજી મૂળજી માર્ફત.
૨ મિ. જાદુરામ જીવરાજ.
૧ પારેખ વાઘજી મૂળજી.
૧ભગતજી હરકીસનદાસશિવલાલ
૧ મિ. હારલાલ હરજીવનદાસ.
૧ મિ. રવજી નથુભાઈ.
૧ મિ. જેશંકર રામશંકર.
૧ મિ. આણંદજી જેશંકર.
૨ રા. કુરણાશંકર લક્ષ્મિરામ.
૩ રા. ગવરીશંકર જેશંકર.
૩ રા.કાહાનજી માધવજી, રંઘોળા

**રાજુલા.**

મિ. કાશીરામ ઓધવજી મારફત.
૧ મિ. કાશીરામ ઓધવજી.
૧ મિ. જાદવજી દામજી.
૧ મિ. વલ્લભદાસ જગજીવન.
૧ પ્રભુદાસ કરસન.
૧ મિ. પ્રભુદાસ પરમાનંદ.
૧ મિ. છગનલાલ વશરામ.
૧ મિ. છગનલાલ મકનજી.
૧ મિ. જગજીવન હરજીવનદાસ.
૧ મિ. કેશુરદાસ જુઠા.

**વીજાપુર.**

રા. ઇશ્વરલાલ માણેકલાલ સ્કુલ માસ્તર અને રા. માધવલાલ કાળિદાસપોસ્ટમાસ્તરમારફતે.
૧ શા ખીમચંદ.
૧ મગનલાલ હાથીભાઈ.
૧ મિ. માધવલાલ કાળિદાસ.
૧ મિ. ઇશ્વરલાલ માણેકલાલ.
૧ ગવરીશંકર કાશીરામ.
૧ ભોળાનાથ ઉત્તમરામ.
૧ ઈશ્વરલાલ દુલ્લભરામ.
૧ છગનલાલ જેઠાભાઈ.
૧ ભાઇશંકર છગનલાલ.
૧ દલસુખ નથુભાઈ.
૧ પ્રાણશંકર ગગલરામ.
૧ મૂળશંકર ત્રિમેદરામ.
૧ ઠાકોર જશવત સિંહજી.
૧ મૂળચંદ દલીચંદ.
૧ છગનલાલ મોહનલાલ.
૧ અમથાલાલ મોહનલાલ.
૧ ત્રિકમલાલ લલ્લુભાઈ.
૧ ખડામિયા સમસુદીન.
૧ ગોવરધન ભુદર.
૧ દલસુખ મોતીચંદ.
૧ બેચર ઝવેર પટેલ.
૧ બેલાભાઈ બેચરદાસ.
૧ રગનાથ દાજી.
૧ માધવરાય સખારામ.
૧ રામચંદ્ર વામન.
૧ લલ્લુ કૃષ્ણ સ્કોલર.
૧ બાલચંદ છગનલાલ.
૧ પ્રભુદાસ રામદાસ.
૧ બાલુ ભવનેશ્વર.
૧ મગનલાલ ખુશાલ.
૧ ગંગાશંકર જીવરામ.
૧ લલ્લુભાઇ તુળજારામ.

૧ ગોકળ મલુકચંદ.
૧ નગીન જગજીવન.
૧ જેશંગ મોહનલાલ.
૧ વલ્લભરામ જેચંદ.

વાંટાવદર.

૨૧. મૂળજી પાસ્વીર, સ્કૂલમાસ્તર મારફતે.
૧ ૨ા. મૂળજી પાસ્વીર.
૧ ઓધવજી જશરાજ.
૧ હંસરાજ ત્રિકમ.
૧ શુરા જેઠા બારોટ.
૧ અમેચંદ ડાહ્યાભાઇ.
૧ ભગવાનજી પ્રાગજી.
૧ અસ્માલ ગાંગજી.
૧ પાનાચંદ જાદવજી.
૧ છગનલાલ હીરજી.

વીસાવદર.

૨૧. અંબારામ રાઘવજી જેલર.
૧ રા. અંબારામ રાઘવજી.
૧ રા. ગીરધરલાલ કૃપાશંકર.
૧ રા. જેઠાલાલ નરશીરામ.
૧ રા. મુલા અસમાલ.
૧ રા. તુળજારામ,
૧ રા. અમરશી દેવજી.
૧ રા, મણિશંકર સેવકરામ.
૧ રા. અનુપરામ સેવકરામ.
૧ ગુંસાઇજી રઘુગરજી.

વઢવાણુ.

૧ મિ. રઘુરામ ભીમજી.
૧ કોઠારી ચત્રભૂજ ત્રિકમ.
૧ મિ. વાલજી સંગજી.

કેશાળા. તાબે વઢવાણુ.

૧ મુન્સી. ગીરજાશંકર પ્રભાશંકર.
૧ રાવળ. શિવશંકર ભવાનીશંકર.

વાંકાનેર.

૧૦ વાંકાનેર સ્ટેટ.
૪ રા. કલ્યાણજી ચત્રભૂજ.
૨ રા. દલપતરામ દયાળજી.
૧ રા. ત્રંબકલાલ રામચંદ્ર.
૧ મે. મોતીલાલ મહેશ્વર, વાડાસાડ
૧ રા. સરૂપચંદ ભાઇચંદ, વસો.
૧ મિ. મનસુખરામ કેશવલાલ, વીશનગર.
૧ મિ. રાયચંદ ડોસાભાઈ, વસ્તડી
૨ રા. હરપ્રસાદ ઉદયશંકર, દેશાઈ, વેરાવળ.
૧ મે. જેઠાલાલ ઉમેદરામ, વાગડ
૨ ઠા. સુંદરજી ડોસા, વારાઈ.

વડોદરા.

૨૦ વડોદરા કેળવણીખાતું. હસ્તે, રાવસાહેબ. ભોગીલાલ પ્રાણવલ્લભદાસ.
૧ દવે. હરિશંકર માણેકજી.
૧ રા. મોતીલાલ અમૃતરામ.
૧ રા. જમનાદાસ હીરજી.
૨૧. મણિલાલમૂળજીભાઈ મારફતે
૧ રા. છગનલાલ લલ્લુભાઈ.
૧ રા. મણિલાલ મૂળજી.
૧ રા. લીધીધર મણિધર.
૧ રા. મનસુખરામ પુરષોતમ.

૧ રા. રત્નેશ્વર વેણીરામ.
૧ રા. નાથાલાલ હીરાલાલ.
૧ રા. ચિંતામણ ફરસુરામ.
૧ રા. ચીમનલાલ અમથાભાઈ.
૧ ઝવેરી. લીલાચંદ લાલચંદ.
૧ રા. ચુનીલાલ મૂળજી.
૧ રા. ગણપતરામ હરગોવિંદ.
૧ રા. કાળિદાસ દયારામ.
૧ રા. નાનાલાલ લલ્લુભાઈ.
રા. મોહનલાલ ભગવાનદાસ.મા.
૧ રા. મોહનલાલ.
૧ રા. કીલાભાઈ દુલ્લભરામ.
૧ રા. હરિશંકર ધીરજરામ.
૧ રા. છગનલાલ પુરૂષોતમ.
૧ રા. મગનલાલ ન્યાલચંદ.
૧ રા. મગનલાલ હરજીવન.
૧ રા. ઠાકોરલાલ ભગવાનદાસ.

**લખતર.**

રા. વર્દ્ધમાન જેશંગ માર્ફતે.
૧ રા. વર્દ્ધમાન જેશંગ.
૨ મિ. રણછોડ કાનજી.
૧ મિ. ચીમનલાલ ગણપતરામ.
૧ કુમારશ્રી ગોવનસિંહજી.
૧ રા. છોટાલાલ જેઠાભાઈ.
૧ રા. કીશોરભાઈ.
૧ રા. ઈશ્વરભાઈ મનોર.

**લાકડીઆ.**

રા. ત્રિભોવન દેવજી મારફત.
૧ રા. ત્રિભોવન દેવજી.
૧ રા. મોહનજી ટોપણ.
૧ રા. સૈદુજી નરસુ.
૧ રા. ખીમજી ખેંગાર.
૧ ગા. પ્રેમચંદ સોમચંદ.
૧ મિ. નારણ પીતાંબર.
૧ મિ. દલપતરામ દયાશંકર.
૧ મિ. મગનલાલ વલભજી.
૧ દોઢીઆ લખમણ કુંભા.
૧ મીસ્ત્રી ઉકરડા માવજી.
૧ શેઠ કપુરચંદ હીરાચંદ.
૧ હરજી પુંજા મોનિટર.
૨ રાઓળશ્રી મોતીભાઈ અજે
રાજજી, લાખણકા.
૧ રા. પોપટ રામજી, લાઠી.

**સમલા.**

૧રાણાનારણસિંહજીભીમજીભાઇ
૧ મે. ઈશ્વર જગન્નાથ.
૧ રાણા દાજીભાઇ ભગતસિંહજી.

**શિહાનગર.**

૧ રા. બાળાશંકર જગજીવન.
૧ દોશી. બેચર ગોબર.
૧ શા. હરજીવન તેજપાળ.
૧ મિ. કરસન ભગવાન.

**સાયલા.**

રા.ત્રિભોવનદાસ વીરજી, પોસ્ટમા
સ્તર મારફત.
૧ રા. ત્રીભોવનદાસ વીરજી.
૧ શા. ઓઘડલાલ ખીમચંદ.
૧ શા. ગોકળદાસ લાલચંદ.
૧ શા. ઉજમશી જલુભાઇ.
૧ દેશાઈ જીવણ સાકરચંદ.

૧ મેરાઇ ભીમજી ખીમજી.
૧ મેરાઈ કાનજી ગોકળ.
૧ મેરાઇ ભુદર ધરમશી.
૧ મેરાઇ લવજી પ્રાગજી.
૧ મેરાઇ ત્રિભોવન અમરશી.
૧ જાની કહાનજી નથુભાઇ.

સોજીત્રા.

૨ પટેલ નરસિંહભાઇ લલુભાઇ.

સંખેડા.

૨ મિ. હરિશંકર ભવાનીશંકર.

સુંધરામપુર.

મિ. હીરાલાલ વિદ્યારામ મારફતે.
૧ હીરાલાલ વિદ્યારામ રા.
૧ રા. વલભ મૂળજી.
૧ મિ. મનસુખ કુબેરજી.
૧ ઠાકોરશ્રી તખ્તસિંહજી.
૧ મિ. મથુર નરભેરામ.
૧ મિ. અંબાલાલ હરિવલભ.
૧ મિ. મકનજી રૂપજી.
૧ મિ. ચુનીલાલ લાલચંદ.
૨ રા. ધીરજરામ મયારામ,સીલ.
૧ સોની તારાચંદ ભાઇચંદ, સુદાસણુ.
૧ મુનશી નજરઅલી મિંયાસાહેબ સાદરા.
૧ રા. શંકરદાસ મનોરદાસ, વકીલ. સિનોર.

સિહોર.

૧ રા. રા. જાદવજી માવજી.
૧ રા. શામળદાસ ભવાનદાસ.
૧ મણિઆર બાળકૃષ્ન કાળીદાસ.
૧ ધોળકીઆ કેશવજી મૂળજી.

સુદામડા.

રા. છગનલાલ હુકમચંદ માર્ફત
૧ નેકનામ બાવડ ખોડાભાઇ રૂખડભાઇ.
૧ મિ. જાદુભાઇ ગગાભાઇ.
૧ રા. છગનલાલ મેહેતાજી.
૧ મિ. વનમાળી હીમરાજ.
૧ શેઠ કાળિદાસ ઠાકરશી.
૧ મિ. ત્રિભોવન પુંજાભાઈ.
૧ કરપડા લુણા મૂળુભાઇ.
૧ મિ. સુખલાલ નથુભાઇ,

સુમરી રોહા.

રા. રા. વીશનજી રાઘવજી, સ્કૂલ માસ્તર મારફત.
૩ રા. વીશનજી રાઘવજી.
૨ રા. ભારમલ જેમલ.
૨ રા. હીરજી જાદવજી.
૨ રા. પુંજાજી દેવાજી વાઢેર.
૨ શોઢા સામતજી હરદાસજી.
૨ વાઢેર જીજી દેવાજી.
૨ રા. દયાશંકર રતનજી.
૧ વકીલ નારાયણદાસજી.
૧ ડા. કુંવરજી કલ્યાણજી.
૧ ડા. મનજી લધાભાઈ.
૧ ડા. રણછોડદાસ તુળશીદાસ.
૧ ડા. મૂળજી વહાલજી.
૧ કુમારશ્રી અગરસિંહજી.
૧ સાંમેજા નુરમહમદ જેમલ,

| | |
|---|---|
| ૧ રા. લક્ષ્મિદાસ ગોપાળજી. | ૧ ખવાસ વીસરામ કાનજી. |
| ૧ કોરેજા અસમાલ દેશર. | ૧ મિ. રેવાશંકર લાધાભાઇ. |
| ૧ સોઢા વીસાજી મેઘરાજજી. | ૧ મિ. કરસનજી કેશવજી. |
| ૧ જાડેજા નથુજી અમેરાજજી. | ૧ મિ. અરજણ આણંદજી. |

# જાહેર ખબર.

આ ચોપડી નીચે લખેલા ગૃહસ્થો પાસેથી રોકડી કિંમતે મળશે. પરદેશથી મંગાવનારને પોસ્ટેજ જ્યાદે આપવું પડશે. **અમદાવાદમાં**, ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી—**ભાવનગર**, "હિતોપદેશક રત્ન"ની ઑફિસ—**મુંબાઈ**, "કપોળ હિતવર્ધક"ની ઑફિસ—**અંજાર**, રા. રા. દયાશંકર શામજીભાઇ—**દેશલપુર** (કચ્છ), રા. રા. મોરારજી અજરામર દ્વિવેદી—**જાફરાબાદ**, રા. રા. નથુરામ પીતાંબરદાસ—**પલસાણા**, કવિ ભુલાભીરામ ચકુભાઈ—**વઢવાણ**, રા. ભાઇચંદ કાહાનજી ગાંધી—**વાંકાનેર**, રા. રા. કલ્યાણજી ચત્રભૂજદાસ—**વડોદરા**, રા. રા. મણિલાલ મૂળજી, તથા રા. રા. મોહનલાલ ભગવાનદાસ—**સુમરીરોહા**, રા. રા. વીશનજી રાઘવજી—**પાટણ**, રા. રા. દશરથલાલ ગંગારામ—**ધ્રોળ**, રા. રા. ડુંગરશી નથુભાઈ—**બગસરા**, રા. રા. મયારામ રઘુરામ.

અવલથી થયેલ ગ્રાહકોએ ચોપડીઓ પહોંચતાં કિંમત તથા પોસ્ટેજના પૈસા તુરત મોકલાવવા.

**પુરૂષોત્તમ કાહાનજી, ગાંધી—લીંબડી.**

